વિનમ્ર કોટે પુલ હાર દીધો,
કૃપા કટાક્ષે મત માનિ લીધો;
લગાર ગાઈ યુવતી ઉઠાવે;
ન ઊઠતે તાન મુખે બતાવે. ૧૮
સુગીત ગાતી કઇ અંબુજાક્ષી,
ભરીજ છાતિ નાહિં કોઈ સાક્ષી;
અવિઘ્ન આ ઉત્સવનો વિહારી,
વિલજ્જ જાયા હૃદયે ઉઠાડી. ૧૯
ફરી ફરી ચુમ્બન પ્રેમથી ને,
ભુજે ભરી લોલ કટિ ફરીને,
પ્રછન્ન પ્રેમે પ્રિય માનિની ને,
કિંચિત્ સ્વનૃત્યે પ્રણયે કરીને; ૨૦
પ્રમત્તનેત્રે લયમંજુ ગીતે,
લગાર ગાતી મૃદુભાષિણી તે;
મહાલ સામાન કરી ઉઠાડી,
ક્ષણાન્તરે પ્રેમ કરી નચાડી. ૨૧
ક્ષણેકમાં તે સ્થિર મત્ત પ્રીતે,
વિનમ્ર કાન્તા વચમાં ઉભી તે;
ભરી સ્તને તે મદિરેક્ષણીને;
નચાવિને કિંચિત માનિનીને. ૨૨

સપ્રેમ ગાઈ મિતભાવિણી તે,
જરાકમાં થાકિ ગઈ વદી તે;
સૌભાગ્ય જો તે કરિ પ્રેમક્રીડા,
પુછે પતિ તે રતિ રાગ પીડા. ૨૩
*સત્ય વ્રતે, વિમલ શાન્ત વિલક્ષ્ય ચિત્તે,
શૃંગાર માત્ર રસપૂર્ણ અભિન્ન નિત્યે,
નાના વિહાર કરતે દિન રાત્ર કાઢે;
સદ્ધર્મ બોધિ નૃપ જાગિ ઉઠયો સવારે. ૨૪
+ગ્રીષ્માવસાને દિવસાન્ત રૂડા,
સુભાગિની ને કર સૂક્ષ્મ ચૂડા;
શૃંગાર કાઢી સઘળો સમીપે,
જળક્રિયા ઉત્સુક નારિ દીપે. ૨૫
કરી સખીનો સહુ સાથ ન્હાનો,
ક્રીડા ગૃહે બાગ વિશે જવાનો;
નવાઙ્ગના જાય વિચિત્ર બ્હાને,
વિહારથી શુદ્ધ, થવા જ સ્નાને. ૨૬
વિગુપ્ત કામે, પ્રિય દર્શનાશે,
મદાલસા મન્દ હિંડે વિલાસે;
વિદક્ષ રાજા પણ વૃત્તિ જાણી,

---

* વસન્તતિલકા વૃત્ત. + ઉપજાતિ વૃત્ત.

ઊભો છજે જ્યાં થકિ જાય રાણી. ૨૭
વરાંગ દાસી જન મત્ત સાથે,
ક્રીડા જળે ત્યાં નવ યૌવના તે;
સુવસ્ત્ર કોને નિલ શુભ્ર કાળાં,
બધીજ નહાવા અનુરક્ત બાળા. ૨૮
સરોવરે સ્નાન મશે હશીને,
સુરૂપ પેઠી સહુ સામટી તે,
વિશુદ્ધ વારિ રમવાજ જેવું,
ઉગ્યાં કંઈ અંબુજ વ્યાસ તેવું. ૨૯
ક્રીડારત સ્રીજન તેમ તેવી;
જવાનિની વૃત્તિ હમેશ એવી;
પ્રસક્ત સ્નાને સહુ ચીર ઝીણાં,
વરાઙ્ગનાના મદપૂર્ણ સીના. ૩૦
ફરી વળી એક વિલાસિનીને,
નમી કરે વારિ ઉછાળતીને;
બીજીય આવી પછવાડિ પાડી;
જરાક રીસે પડિ જોઇ આડી. ૩૧
છંટાઈ તે તોં ઉલટે જ હાથે;
ઉછાળિને ફૂંકતિ પાણિ માથે,
પડી સખી પાડતિ પાસ આવી,

સમસ્તહસ્તે અબળા ઉઠાવી. ૩૨
ફરે કરો બે પકડીજ બાઝયાં,
સમક્ષ રાણી હસતે ન લાજ્યાં;
ભુજે ભુજે બાથ ભરી ભરીને,
ખલક્રિયા બે ક્ષણ આદરીને. ૩૩
છૂટી પડીને જલમાંજ નાઠી,
સખી પછાડે પટ દોડિ લાંઠી;
ઉછાળતી પાણિ પ્રમત્ત નાંખે,
જોવા મળ્યો તે સખિ સાથ ઝાંખે. ૩૪
સખી સુહસ્તે તનવારિ વર્ષ્યું,
મળ્યુજ ટોળું ત્રણ પાસ સર્યું.
સ્મિતાનને ભર્તૃ પ્રિયાનિ સાને,
ઉઠાવતી સૌ જલ હાસ્ય દાને. ૩૫
જલાગ્રબિંદુ વરસાદ વર્ષ્યો,
સહૂ સખીસાથ વિલાસતર્ષ્યો;
પયપ્રપાતે મુખ સર્વ ઢૂળ્યું,
ન આંખ દેખે, ન અમાય ઊભુ. ૩૬
ફરી ફરી મત્ત વિહારિણી તે,
ભરી ભરી અમ્બુ ઉછાળતી તે;
ક્ષિતીશજાયા ક્ષણ ભેગિ આવી,

ઉમંગ આપી સખીઓ ઉભરાવી. ૩૭
ન હારતી તે જલપૂર્ણ ચેટી;
ઉછાળતી સામું જલૌઘ વેઠી;
પીનસ્તનો એ કસ તૂટિ જોતાં,
સમગ્ર બેઠી પયમાંહિ પેઠી. ૩૮
તોએ મદે વારિનુંવારિ વર્સે,
સખી સખીને સુખ આપિ સ્પર્શે;
ક્રીડા ભ્રમે એક જ એક સામી,
ઉછાળતી અમ્બુ વિહારકામી. ૩૯
જઈ જુદી બે ત્રણ દાસીઓ તેમાં,
ભરી કુચે હસ્ત ગ્રહે હ્રદેમાં;
ઊભી ત્રીજી ભીની મત પ્રિયાને,
સસ્નેહ ચુમ્બે પ્રિયકાર્ય બ્હાને. ૪૦
ચોથી સખીને સ્મિત હાસ્ય આણી,
લઈ ગળામાં ઉપહાસ માની,
સગર્વ ભેટે સુખ આપી શ્યામા,
તને ગ્રહે પ્રીતમ કહેતાં રામા. ૪૧
કો ત્યાં ભરી અંજલિ પાણી લાવે,
ઉન્મત્ત આ યૌવનના વિભાવે;
સુરૂપ અંગે શુભવાસ થોડાં,

સપ્રીત ચિત્તે રમણીય મ્હોડાં. ૪૨
સંપૂર્ણ ભીની સહુ સ્નાન સાથે,
સુકેશિની કંકણકાન્ત હાથે;
સુવસ્ત્ર ચોટ્યાં અમદાનિતમ્બે,
ઘણાંક ઝીણાં લઘુ દીર્ઘ લમ્બે. ૪૩
કો આવિને યૌવન માતી અન્યા,
અહીં કહે રાજપુરસ્થ કન્યા;
જણાય ફૂલે કંઇ નીચી નાંભી,
ફરે જળે પૂદડી ઓઠ દાબી. ૪૪
સર્વે સખી કામમદે ભરેલી,
વિહાર કર્વે સઘળાથી પ્હેલી;
વહી જતા કો વસનાર્થ દોડે,
ઉતાવળી કો મુખ આપી મોડે. ૪૫
ક્વચિત્ ખભે બે કુણિ દેઇ સ્થાપી,
જુએ સખીને મિતહાસ્ય આપી;
છુપી ચુમે કો અબળા વિનોદે;
જતી તણી કો જઇ માર્ગ રોધે. ૪૬
ક્વચિત્ સખીનું મુખ રમ્ય ધૂવે,
ક્વચિત્ જળે પીઠ પલાળી લૂવે;
ક્વચિત્ છળે કામિનિ કોઈ આપી,

સુનેત્ર મીંચી સહૌ ખીવરાવી. ૪૭
ક્વચિત્ અનંગ પ્રણયાંગ ચિત્તે,
આલિંગતી તે સુકુમાર નિત્યે;
ક્વચિત્ ત્વરામાં બહુ ન્હાઇ દાસી,
*પાત્રાર્થે દોડે(—)જેહ નાશી. ૪૮
ક્વચિત્ સખીને પછવાડો આવી,
ગ્રહી કટિમાં, ઉર પાસ લાવી;
કરે ભિંજ્યો કિંચિત સ્કંધ લ્હોતી;
વિયોગદુઃખે મુખમાં જ જોતી. ૪૯
ક્વચિત્ ક્રમે યૌવનચારુવેશે,
ઊભી સખી પ્રેમ મદે ગ્રહે તે;
મનસ્વિની કો મદને અધીરી,
સ્મિતાસ્યથી પાદથિ પાદ ભીડી. ૫૦
ક્વચિત્ પ્રિયાર્થે નવ કામિની કો,
ખિલ્યું ચુંટે અમ્બુજ ભાવથી તો;
ક્વચિત્ સખીને હશિ તાળિ દેતી,
મિતાક્ષરે કાંક રહસ્ય કહેતી. ૫૧
ક્વચિત્ સુવક્ત્રે હશિ હાસ્ય કહેતી,
પ્રિયા સખી કો જઇ દૂર લેતી;
ઉપાંગના કો સમજાવિ સાને,

* ત્રીજો શબ્દ રહી ગયો છે; તેથી ચરણ અપૂર્ણ છે, શો હશે તે અટકળ કરી સકાય એમ નથી. 'ગઇ' એમ વખતે હોય.

કટાક્ષમાં અન્તર ફૂહેતિ માને. ૫૨
હશી ખશી કો પ્રમદા વિલાસે,
બીજી કહે કો ઉપહાસ ભાસે;
વિગુહ્ય વાતે ઉભિ રાખિ તેથી,
કરે ગ્રહીને ન જવાજ દેતિ. ૫૩
કરે લઈ સ્વચ્છ સિતામ્બુ નાંખી,
ઉભી સખીને નવરાવી આખી;
સમીપ કોઈ જળ અર્ધ રહેતી,
લગાર ગાઈ બહુ તાન લેતી. ૫૪
મૃગાક્ષિને કો ભ્રુકુટી નમાવી,
બીજીનું કહેતી પરિહાસ લાવી;
ક્રીડા મને કો રહિ સુન્દરી ત્યાં,
લઈ નમીને પૃથુ પાણિ તેમાં;
નિચે મુખેને ઉભિ આર્દ્ર સાળુ,
પાષાણ નાંખી કરતી કુંડાળું. ૫૫
સમીપ ઊભી કંઈ સામસામી,
સુગુહ્ય કહેતી ઉપહાસ્ય કામી;
સખી કને રમ્ય શરીર સ્થાપે,
સ્મિતાક્ષિ વાંકી નમિ ગાલ આપે. ૫૬
ધરી ધરી કો પિચકારિ ભારી,

ભરી ભરીને મુખ મારિ મારી;
ફરી ફરીને ગભરાવિ નાંખી,
ગઈ સખી પાણિથિ ભીંજિ આખી. ૫૭
ગ્રહી ગ્રહીને સહુ યંત્ર હાથે,
લઈ લઈ વારિ વિલાસ સાથે;
સખી સખીને મદયુકત નાંખે,
ઉડે સુધારા સરભાગ આખે. ૫૮
સહસ્ર ઊંચાં જલબિન્દુ વર્સે,
સખી ભિંજાવા સખિ સર્વ તર્સે;
કરી કરીને બહુ હાસ્ય કર્તે
ફરી ફરીને જળયંત્ર ભર્તે. ૫૯
ખેંચે સખીને ફુલહાર તૂટે,
અબોડલો તૂટિ સુકેશ છૂટે;
ભ્રમે રમેતો સરિ સાળુગ્રંથિ,
તુટે છુટે કો કંટ હેમ કંઠી. ૬૦
સમાન રાણી સખિ શીર્ષ બાંધ્યા,
રમે પડે તે ગજ રાજ સાંધ્યા;
કરે લઈ મોરલીઓ સૂર ઝીણા,
ઊભી વગાડે જળ કાંઇ વીણા. ૬૧
ઉરેથકી ચંદન રંગ ઊલે,

છવાયલું અમ્બુશિરીષ ફૂલે;
સરે ત્વરામાં વલયાગ્ર જોતાં,
છુટે ગળે રત્નનિ સેર ત્હોતાં. ૬૨
સખી સુશબ્દે કલરોળ વર્ત્યો,
લજાય દોડે કરિ હાસ પૂર્તો;
રહી સખી પાણિની માંહિ પાસે
કુતૂહલે પ્રૂકતિ વારિ વાંસે. ૬૩
નિચોવિને વસ્ત્રજ પ્હેરતામાં,
આવે સમીપે નૃપ જોઈ સાંમો;
અવૈર્ય પામી સહુ સાથ ક્રીડા,
રખેજ દેખે કંઇ વારિક્રીડા. ૬૪
પ્રસન્ન રૂપે વિનયે સુવેશે,
સરોવરે વારિ સુવીર પેસે;
ઉભો જલે સસ્મિત વક્ત્ર થોડું,
નૃપપ્રિયાનું ન મળેજ જોડું ૬૫
વિંટાઇ દાસીજન સર્વ ઊભી,
પ્રેમસ્વરૂપે નૃપકાન્તિ શોભી;
વિનમ્ર શ્યામા સહુ ભર્તૃસ્નેહે,
ક્ષણાન્તરે વારિભિનો વહેએ. ૬૬
ત્વરા કરી વસ્ત્ર ધરીજ ચાલી,

રહી ગઈ બે ત્રણ માત્ર આલી;
પૂંઠે ઉભી એકજ પાણિ આપે,
સંપૂર્ણ ચોળી શ્રમ બીજિ કાપે. ૬૭
ગઈ સહુ એમ વદે છ રાણી,
ત્રણે ઉઠી ભૂપતિ કાર્ય શાણી;
કરાવતાં સ્નાન પુરૂં જતી તે,
ક્યાં જાય સૌ એ વનિતા વદીતે. ૬૮
પ્રવીર તે કાન્ત વધૂવિહારી,
સપ્રેમ લજ્જા સઘળી વિદારી;
સમીપ આવી પ્રણયાર્થ યાચે,
સુરમ્ય જાયા વિનયેથિ રાચે. ૬૯
પ્રસિદ્ધ પ્રેમે પ્રિય પાસ આવી,
પૂછે પ્રસંગે જલ પ્રીત ભાવી;
કરે પ્રિયાનું મુખ રમ્ય લેતો,
વદી ધિમે સુન્દર ઓષ્ઠ દેતો. ૭૦
ન્હવાડતી ન્હાઇ ઉમેલિ ધીરે,
સુકાન્ત રાજ્ઞી સઘળે શરીરે;
બન્ને જલે પ્રેમમદાંગભીનાં,
વિનમ્ર કાન્તા વપુની છબીમાં. ૭૧
મસે મસે વારિ વિહાર કર્તે,

પરસ્પરે હસ્તસુહસ્ત ધર્તે;
વધૂ વિવેકે જળ યંત્ર લેતિ,
પગે નમે જ્યાં મૃદુ શાન્ત રેતી. ૭૨
ઝિણા ઝિણા મૌક્તિક હાર તૂટચો,
સુકેશનો બંધ સમસ્ત છૂટચો;
મૃદે ધરી પક્ષ્મ વિભાવિની તે.
સપ્રેમ તે વારિ વિહારિણી તે ૭૩
વિશુદ્ધ અંગે જળ શાન્ત કાન્તા,
જણાય મંદા પતિ સંભ્રમાન્તા;
સુમૂર્ત સ્વામી પરિપૂર્ણ જાતે,
પ્રસિદ્ધ શોહે પ્રણયોક્ત વાતે. ૭૪
વિલાસ રાણી સદયે વધારે,
ખરયા સુકેશો સુમુખી સમારે;
ઉરે ભરેલો રતિદક્ષ રાજે,
નવાંગના પ્રેમ મહેથિ બાઝે. ૭૫
વળી કરે જો વળગી અરેથી,
જતાં હિંડીને નૃપ યુગ્મ તેથી;
છવાયુ જ્યાં ચંદન પુષ્પવાળું,
અમ્બુથિ ભીનો અરધોજ સાળુ. ૭૬
સુવૃક્ષ માર્ગે બહુ વર્ણ ફૂલે,

સુગંધમાં નૂતન રંગ ખૂલે,
વધારતો ઔષધિ માત્ર આયુ,
જલ સ્પૃશે શીતલ વાય વાયુ. ૭૭
અવાસ ઊંચે મૃદુ આસને ત્યાં,
આકાશ તારા સહુ શોભીતા જ્યાં;
સુવૃત્તશ્યામા લઘુ બીજ લેતે,
ઉચ્ચ સ્વરે ગાય સુમંદ એતે. ૭૮

## સર્ગ ૪ થો.

*અથ પ્રવાસે બહુ એક એકલો,
પ્રયાગથી તીર્થ જવાજ નીકળ્યો;
ધનાર્થ પાસે ઉપવીત જે ધર્યું,
સીતાંશુક વ્યક્ત તનૂ ફરી વળ્યું. ૧
જળક્રિયા કોપિન એક હસ્તમાં,
કોદંડ તે માન્ય જગત્ સમસ્તમાં;
હિંડે ધિમે જે વણ માત તાતનો,
પુરો ન જાણે અભિલાષ ખ્યાતિનો. ૨
સરસ્વતી ધ્યાન પરંપરાતણું,

* વંશસ્થવૃત્ત.

વિશેષ વેગે વિભવે જરા ઘણું;
ઉપાસના ઈશતણી શિખી કરી,
પ્રયોગ દીક્ષા ગુરુએ દિધી ખરી. ૩
પટુત્વ તે પ્રદ્યુતિમત્ વપૂ વિષે,
મૃગાજિન ક્ષેમ ધર્યું કુખે દિસે;
વિચક્ષણાક્ષિ પ્રસવે ગભીરતા,
શું બાલ્યજાતે પ્રગટ્યું શરીરતા. ૪
થતું મુખે તે સ્મિત પક્ષિ ઊડતે,
વિચારિ હીંડે વન માર્ગ પૂરતે;
દિગન્ત ભાનુ મૃદુતાપ આપતો,
કૃપાથિ વાયુ વહિ સ્વસ્થ રાખતો. ૫
પ્રસાર છાયા કરિ વૃક્ષપંકિતયે,
જલાર્દ્ર રેણુ પદવી નદી દિયે;
નમી કહે સ્વાગત લોક ગામના,
તપસ્વિ તે જે સુખમાં કશી મણા. ૬
શુભ ક્ષણે તે સરિતાતટે જઈ,
સ્વવસ્ત્ર તો કચ્છ કરી સિધો થઈ;
વિમાસિ પેઠો દ્વિજ બાલ નીરમાં,
ગયોજ મધ્યે, દિઠું ત્યાં અધીરમાં. ૭
નદી તટે ત્યાં તૃષિતા મૃગી પ્રિયે,

જલાતુરા વારિ વિશુદ્ધ તે લિયે;
દિઠો પુઠેથી પછિ વ્યાઘ્ર આવતો,
સુભક્ષ્ય દેખી બહુ ધાઇ ફાવતો. ૮
સુજી મૃગી સાવજગન્ધવ્યાકુલી,
પ્રવાહ મૂકી થઈ સ્તબ્ધને ગળી;
રવિપ્રતાપે જયમ મન્દ વેલડી,
સુકાઈ કર્માઇ ભ્રમે ઢળી પડી. ૯
ધસ્યો મુખે હિંસ્ર વિવર્ણ ફાળમાં,
મૃગી તણો દુર્મુખ કાળ કારમો;
ઉરે ગ્રહીને પગ તર્ફડાવિયા,
સુકોમલાંગે નખને લગાવિયા. ૧૦
તજી તટે કોપિન તલ્પિ દંડ તે,
ગ્રહી બળે ઘાતક શીર્ષ ચંડ તે;
સમક્ષ ત્યાં નિર્ભય આવિ મારતો,
મૃગીપરે પાદ મુકે ન ધારતો. ૧૧
મુજે ઉરે તે પશુ ઘાતકે ગ્રહી,
વિલોકિ બાળે ફરિ રોષમાં લઈ;
કપાલમાં દંડ શિરાગ્ર મારતે,
ભુઠો પડયો દર્શવિદંત હારતે. ૧૨
વિકાશિ મ્હોટું મુખ જોરમાં ઘણો,

બતાવિ ચીસે બહુ ક્રોધ આપણો;
ધસેજ વર્ણી તનુજાર્થ જેટલે,
ઉગામિ માર્યો ફરિ દંડ તેટલે, ૧૩
રહડયો ખરો તોપણ પૂંઠમાં ખશ્યો,
ક્રમે પડેલો પણ તે ફરી ધશ્યો;
પ્રચંડ વાગ્યું શિર દંડ તાળવે,
પડયો ભૂમિએ ભમરીજ ખાઇ તે. ૧૪
ઉઠી મૃગીને નખધા ઘણા થયા,
ચલાવિ બાળે મૃદુ બોલતો કહ્યા;
જતી પુઠે તે દિધિ કૃષ્ણસારને,
ઉભો નખાતો ઉગિ લીલિ ચારને ૧૫
જતે જતે માર્ગ બિજે દિને વળી,
દિઠો તૃણાં વાનર ખાય તે દળી;
અચાનકે ત્યાં સસલુંજ આવિયું,
ભરાઇ ક્રોધે મુખને બતાવિયું. ૧૬
વિકાશિ દંતો કુદિ ધાય જેટલે,
ગયું પળીને શશ ત્યાંથિ તેટલે;
ઉઠાવિ બાળે પથરો ઉગામિને,
ધશ્યો પુઠે વાનર અંગ મારિને. ૧૭
અનેક ચીત્કાર કરી કુદાકુદી,

બતાવિ દંષ્ટ્રા સ્હડિયો તરુ સુધી,
સુવિપ્ર બાળે હસતો ફરી ફરી,
ત્વરાથિ ચાલ્યો ઉંચિ દૃષ્ટિ તે કરી. ૧૮
બહુ પ્રકારે ત્યમ તે વટાવિને,
સુમાર્ગ સીધો દૃઢતા બતાવિને;
સ્થળે સ્થળે માન ધરાવિ ડ્હાપણે,
સુમૂર્તિ આવ્યો તટ જાહ્નવી તણે. ૧૯
જલપ્રવાહે વિમળ પ્રકાશથી,
સુરમ્ય તીરે તરુના પ્રસાદથી;
વિશેષ ઊભો કંઈ આર્દ્ર આનને,
વિશુદ્ધ ન્હાઈ તનુમાં તથા મને. ૨૦
વિધિ ક્રિયા વંદનપૂર્વકે કરી,
વિલોકતી તે તટ ઊર્મિ સુન્દરી;
પ્રણામ તેના લઇ માનિ શીર્ષમાં,
વિદક્ષ પેઠો બહુ પુણ્ય તીર્થમાં. ૨૧
સ્વભૂતિ ભાવે સહસા પદે પદે,
વિકર્ષતો તે જન દૃષ્ટિ સંપદે;
શું બ્રહ્મલોકે તનુ રૂપમાં હવી,
સમક્ષ તે સદ્ગુણમૂર્તિ ત્યાં નવી. ૨૨
વિબુદ્ધ વેદાન્ત વિધિજ્ઞ સન્મતિ,

સ્વરૂપ વૃત્તેજ ખિજે બૃહસ્પતિ;
વિકાર યોગપ્રબળે શમાવિયો,
કિશોર તેવા ગુરુધામ આવિયો. ૨૩
પદે પ્રણામી અતિ સૂક્ષ્મ બુદ્ધિ તે,
વિશુદ્ધ તેજે ઝટ ખેંચિ દષ્ટિ તે;
તપપ્રભાવે સ્થિર તત્ત્વવિત્ તણી,
સમાન જ્યોતિ મળિ જાય તે ઘણી. ૨૪
દિને દિને તે જયમ અંગ વૃદ્ધિમાં,
થયો સુવિદ્યા તણિ તેમ ઋદ્ધિમાં;
નકામિ સંપત્ વપુ માત્રની દિસે,
રહ્યો સ્વતેજે જન જે જગત્ વિષે. ૨૫
યમક્રમે સત્ દૃઢ સાવધાન તે,
પરિશ્રમે અધ્યયનાન્ત આણતે;
વખાણુ અધ્યાપકનાં રિઝે લહી,
સદાકૃતિએ ગુરુ શિષ્યની કહી. ૨૬
પ્રયત્ન ક્રીડા કર તે કરે ઘણો,
વધે પ્રભાવ સ્મૃતિ વૃત્તિ તે તણો;
સુનીતિ રક્ષા નિયમ ગ્રહી કિધી,
સુશિષ્ય સંજ્ઞા ગુરુ નન્દને લિધી. ૨૭
ન મેળવી આંખ થયા પ્રભાતમાં

ન ધ્યાન દીધું કદિ તુચ્છવાતમાં;
ન ક્ષુદ્ર કોના પણ બોલ સાંભળ્યા,
કદાપિ રાખ્યા નહિ ચિત્ત આંબળા. ૨૮
વિધાન કર્માનુસરે કરી કિધી,
ઉપાસના સમ્મતિ તે થકી લિધી;
ન સંધિ તેને કદિ તેમ વીસર્યો,
અગૂઢ તેજૌઘ ગુણે સરી ચઢ્યો. ૨૯
નડ્યો ન અન્તર્ગત કે બહારનો,
કદાપિ વિક્ષેપ કિયા પ્રકારનો;
ન થાય આકર્ષિત કોઇ મોહથી,
વહ્યા ન કિંચિત્ વ્યસને વસું થકી. ૩૦
ન કામવૃત્તિ નહિ તે સમાધિમાં,
અબંધુ તોયે ન જણાય આધિમાં;
ન અપ્રિયે તે નરનારિમાં થતો,
જગત્ બધાને વિનયે જિતી જતો. ૩૧
સદાવધાન સ્થિરધી સુધીર તે,
વિલક્ષ્ય લક્ષ્યે ચતુર પ્રવીર તે;
વિકર્મ કર્તે પરમાત્મધ્યાનતા,
લિધી અયસ્કાન્ત તણી સમાનતા. ૩૨
વિનિશ્ચિતા વૃત્તિ તથાપિ સત્વમાં,

સુતીક્ષ્ણ બુદ્ધિ પણ જાય તત્વમાં,
દઢત્વ સાથે ચપલ દ્યુતિ ઘણી,
વધી પ્રભા વિદ્યુતનાથિ તે તણી. ૩૩
અવિઘ્ન સંધ્યા વિધિ યોગ સાધને,
વધ્યૂંજ સામર્થ્ય દિને દિને મને;
હસાવિ વાતે સહુ મિત્ર રાત્રિયે,
સુતેલને વારિ વિના કહ્યે દિયે. ૩૪
ચકોર વિદ્યાભ્યસનોત્સુકત્વથી,
સ્પૃહા સહાધ્યાયકને મહત્વથી;
કરાવતો તે જનમાં પસારિને,
વિનોદ ઈન્દુ સમવૃત્તિ ધારિને. ૩૫
ન ગૌરવે ભિન્ન તથાપિ તે થતો,
વિદક્ષ જાતે પ્રિય બોલતો છતો;
હવિષ્ક્રિયામાં ગુરૂને સહાયનો,
ત્વરાથિ રસ્તો સુચવે ઉપાયનો, ૩૬
પટુત્વ તોયે બહુ માન પામિને,
ન ગર્વ ધાર્યો હું વિદગ્ધ જાણિને;
ન કાળ ચૂકયો કદિ બ્રહ્મનિષ્ઠ તે,
વિશારદોમાં અધિક પ્રતિષ્ઠ તે. ૩૭
સમાધિ ભેદ પ્રતિવિઘ્ન જો અડી,

ગળે જતાં જે કરવા નડી નડી;
થઈ ક્રિયા તે તણિ કાષ્ઠ સૂચિની,
ન જાય ભેદ્યો કદિ તે થકી મણિ. ૩૮
ગુંથ્યો ઘણો તે વ્યવસાય પાઠનો,
સમાગમે થાય પુરાંગના તણો;
તપ સ્થિતિ તોપણ જેહ જાળવી,
અખંડિત શ્રી દ્વિજપુત્રની હવી. ૩૯
વિધાન કાર્યે અરુણોદયે ઉઠી,
વિશુદ્ધ તે તત્પર થાય છે મથી;
કર્યો પુરો ઇન્દ્રિયનિગ્રહ શ્રમે.
શમાવિ વૃત્તિ તપથી વધ્યા શમે, ૪૦
યમે દમે જે ભ્રમ દૂર કાઢયો;
વધ્યો મનીષી પણ તે થકી કિયો ?
જને કહ્યો ઇન્દ્રિયજીત રીતથી,
પરાક્રમે તે વધ્યું ઇન્દ્રિજીતથી. ૪૧
શમ પ્રભાવે વધિ દીર્ઘ દૃષ્ટિ તે,
જુવે સમાન પ્રતિ જીવસૃષ્ટિ તે;
ક્ષમા મિતાહાર મિત સ્થિતિ શ્રમે,
બળ પ્રકાશ્યું નિયમજ્ઞનું ક્રમે. ૪૨
તથૈપ્રસાદે સ્મિતપૂર્વકે સહ્યા,

વિદ્દુર્જનોએ કટુ બોલ જે કહ્યા;
સ્વકાર્ય રક્ષા પરમાર્થસાધને,
ગણી ઘણી નીચ ઉદાત્ત તે મને. ૪૩
પ્રવૃત્ત તોયે ચિતમાં વિરકતતા,
દૃઢત્વ તોયે અતિ રમ્ય નમ્રતા;
સુષુપ્તિ થોડી મિત હર્ષ શોક તે,
મિતોકિત બોલી મિત દૃષ્ટિ રોક તે. ૪૪
વ્રતસ્થ જે સત્ય જ વાણિ ઉચ્ચરી,
કદાપિ નિન્દા પરની નહી કરી;
જણાય વિજ્ઞાન વિહારમાં ઘણું,
તથાપ્યુદાસીનપણુ દિલે ધર્યું. ૪૫
વિકારનો સ્પર્શ ન અન્તરે થયો,
ન બ્રહ્મચારી વધુ તે થકી કહ્યો;
વિશેષતા જો વ્યવહારમાં ધરી,
નિવૃત્ત વૃત્તિ હૃદયે ગ્રહી પુરી. ૪૬
જિતેલી નિદ્રા હિમશીત રાત્રમાં,
ઉભો ભિનો શીતળ વારિ માત્રમાં;
વધ્યું ન તે આતપ અંગ સાંખવા,
પ્રતપ્ત અર્કે દૃઢ જે ઉભો ચુવા. ૪૭
ઉપોષણાન્તે ફળ શુષ્ક આદને,

વિનિદ્ર જે ભૂમિ તળે સમાઇને;
પ્રયાસ ઝાઝો શ્રમથી નહી ગણ્યો,
વશી વિશેષજ્ઞ જને સુખે ભણ્યો. ૪૮
અભિન્ન યોગાસન ધૈર્ય ધારિને,
ઉપાસનાન્તે ધર્યું જે વિચારિને;
પ્રકાશ જ્યોતિર્મય તે થકી થયો,
ચિતે પરાત્માપ્રતિમા ધરી રહ્યો. ૪૯
અખંડિત ધ્યાન ધર્યું પદામ્બુજે,
વિનિશ્ચિતા દૃષ્ટિ કરી પ્રસિદ્ધ જે,
વ્રત ગ્રહ્યું સંયમ તે અનૂપનું,
થયું સ્વતઃ જ્ઞાનજ આત્મ રૂપનું. ૫૦
ન મૌનવૃત્તિ પ્રતિ ભેદ જે થયો,
યુવા વિષે તે મુનિના પદે ગ્રહ્યો;
વિભાવ ઉદ્ભૂતિ તણા પ્રસારનો,
ભવિષ્યદર્શી જણવેજ ક્યારનો. ૫૧
વિનાશ જે અન્તર અંધકારનો
થયો ખશીને પટ દુર્વિકારનો
નિતાન્ત તેના તપનો પ્રતાપ તે,
થયો પુરો જે યજનક્રિયા થતે. ૫૨
પ્રયત્નથી જે પરમાર્થ સાધતે,

પુરી દયાભાવ સમાનતા થતે;
સુવૃક્ષ સીંચી દઇ દીન દાન તે,
થયું યતિનું પરિપૂર્ણ માન તે. ૫૩
પ્રસિદ્ધ જે સંયમ પુણ્ય તેજનો,
ચિદાન્તરે જ્યોતિ સમૂહ ઊપન્યો;
થયો ખરો કારણ ભૂત શકિતનો,
બતાવવા સત્પથ માત્ર મુક્તિનો. ૫૪
તજી પ્રવૃત્તિ ધરિ સત્ય સામટી,
ગ્રહ્યું નહીં પાતક કર્મ નામથી,
પ્રતિક્ષણે પાવક લેઇ સન્મતિ,
સ્વભાવથી વિપ્ર વર્યો સરસ્વતી. ૫૫
અથાધ્યયાન્તે ગૃહભૂમિકા થકી,
સુવાટિકામાં જઇ એકવારકી;
વળે શ્રમે દૃષ્ટિ કરી ઘણી મિઠી,
સુકોમલાંગે ગુરુનન્દિની દિઠી. ૫૬
પિતા પ્રતિષ્ઠા વધવા સ્ત્રિયો તણી,
ભણાવિ વિદ્યા તનયા રુચે ઘણી;
વિનમ્રતાથી સહુ બંધુ સેવતા,
જણાઇ જેવી કુલકેરિ દેવતા. ૫૭
નવું નવું યૌવન રમ્ય અંગને,

વિશેષ જે સ્પષ્ટ કરે ભરી મને;
સદા સલૂણી ઘટિ પ્રેમ આર્દ્રતા,
જગત્ વિષે જે થકિ જન્તુ જીવતા. ૫૮
થયું પુરૂં અભ્યસન ક્રિયા થકી,
વિનિર્મલ જ્ઞાન ધૃતિ શ્રચેટકી;
પ્રકાશ્યુ તેથી બહુ સુન્દરી તણું,
સુરૂપ ને ડ્હાપણુ તેમ તે ઘણું. ૫૯
સુવૃત્તિ જે સન્મતિજન્ય નીપની,
યથાક્રમે સત્કૃતિ તે વડે બની;
સુવર્ણ અંગે ઉર જેમ ઊજળું,
સદાય શુદ્ધાન્તર તેમ તે તણું. ૬૦
વધિ પ્રકારે નિજ ધર્મ પાળતાં,
મનોવિકારો થકિ ચિત્ત વાળતાં;
થઈ પરાભક્તિની પૂર્ણ જે સ્થિતિ,
અહીંજ પામી યુવતી પરાગતિ. ૬૧
પ્રયત્નથી નિગ્રહ વૃત્તિયો તણો,
તપપ્રભાવે નિયમે કર્યો ઘણો;
પ્રવૃત્ત શાસ્ત્રે થઇ સૂક્ષ્મ બુદ્ધિ તે,
પરાત્મમૂર્તિ ચિત પામિ વૃદ્ધિ તે. ૬૨
ઉભી કુમારી તનુ યુક્ત જે ભર્યું,

સમારિને લોહિત વસ્ત્ર તે ધર્યું;
અનાથની ભૂતળમાંહિ કામદા,
જણાઇ વેશે જયમ બીજિ શારદા. ૬૩
વિલોકી વર્ણી તનુ જે નિહાળિને,
ઉઠયોજ ત્યાંથિ પણ વૃત્તિ વાળિને;
પ્રસૂતિ પામ્યો બહુ અગ્નિ અન્તરે,
વિચાર શીર્ષે ભ્રમ ખાઇને ફરે. ૬૪
વિમાશિ કન્યા પણ શિષ્ય જોઇને,
વિલજ્જિતાંગે ધૃતિ માત્ર ખોઇને;
સમક્ષ જે આતુર ચિત્ત ના ઠરે,
પદાબ્જ ધીરે ગણતી મદે ભરે. ૬૫
ગયા દિને એ ક્ષણ વીતી કેટલા,
ગણાય અંગુષ્ઠ વડે ન તેટલા;
ન ધ્યાન અભ્યાસ વિશેષમાં રહ્યું,
શરીર સૂકૂ થઇ શિષ્યનું ગયું. ૬૬
જણાવિ ચિન્તા ગુરુ જોઇને કહે,—
કૃશાંગમાં પુત્ર શું દુઃખ તું સહે ?
થયા તને વા ગ્રહ કોઈ ઊલટા ?
ગઈ ઉડી ક્યાં વળી વેશની છટા? ૬૭
વિચારિ કિંવા ગત માત તાતને,

વદાય એવી નહિ કાંઈ વાતને;
ન વસ્તુ દેખી કંઈ અર્થની કને,
રખે દુખી થા ગણિ બંધુ તું મને. ૬૮
પ્રસન્ન વાણી ગુરુ હાર્દની સુણી,
ચિદાર્દ્રવૃત્તિ થઇ ભારિ તે તણી;
પદે નમીને કહ્યું આર્ય તે વિષે,
ન ચેતના મારી લગારતો વસે. ૬૯
સગાં સ્વબંધુ તજિ એકલો મુકયો,
ન તારી આજ્ઞા પણ એક હું ચુકયો;
ન કર્કશે બોલ કદાપિ તે કહ્યા,
પિતા જ તે તાત તું જન્મનો થયો. ૭૦
વધારિ કહે તે પ્રણયાશ્રુ આંખથી,
પડયાં જઈ ભૂમિ શમાવિયાં મથી;
ઉઠી દ્વિજન્મા તનય ત્વરા કરી. ૭૧
ગયો મુકી વિસ્મિત વિપ્રને વળી,
બિજે દિને આશ્રમ તે પ્રભાતમાં;
મુકેલિ પત્રી ગઇ શિષ્યહાથમાં;
વધ્યો ચિતે ઊર્મિ વિચારિ વાંચતે,
રહ્યો અધૂરો વચમાંથિ પાઠ તે. ૭૨
" વિમાશિ જાતે કૃશ થાય તું ઘણો,

પરન્તુ જાણે નહિ ભેદ હું તણો;
શું અન્તરે આ ઘુમરાય ચેતના,
જણાવું કોને વધિ જાતિ વેદના" ૭૩
લખ્યું કરી ચિંતન તે ફરી ફરી,
ગુવા ગયો બાહર સાંજની ઘડી,
પડે ઉંચે અન્તર બારિ લાગમાં,
ઉભો ખરૂ સ્થાનક ખોળી બાગમાં. ૭૪
નવી વૃષામાં તરૂવલ્લરી ઝીલ્યાં,
શિરીષ ને જૂઇ સુવાસથી ખીલ્યાં;
વિલોકિ એવી નવ સૃષ્ટિ સત્વરે,
સહે મનોવૃત્તિ નવી થઈ ખરે. ૭૫
થઈ પુરી તે રમણીયતા તણી,
ઉભી રહી શું પ્રતિમા જ તે બની;
ચતુર્દિશે આતુર દૃષ્ટિ ફેરવી,
સુતા દિઠી વર્ણિનિ નેત્ર ઠેરવી. ૭૬
વધો —"પ્રિયા એ તું જ ક્લિષ્ટ કલ્પના,
તું અર્થ વેઠું કંઇ કષ્ટ અલ્પના;
ન જાણું તારો પણ ભાવ તે થકી,
ન ગુપ્ત વૃત્તિ વદવું વદી સકી. ૭૭
પરન્તુ જાણી સ્થિતિ તારી તે પછી,

વધી ગઈ અન્તર વેદના વશી;
સક્યો ન તે હું પણ દાબિ રાખવા,
તને જ ખોળું મુખ દીન દાખવા. ૭૮
સમાન જો ઉન્નતિ કે વિપત્તિમાં,
અશક્ત કે તે જ ન હોય શક્તિમાં;
સ્વતંત્ર હો કે અથવા અધીનતા,
સદા ગણી યાચકકેરી દીનતા. ૭૯
તને દિઠે આજ ન કેરિ જાચના,
મુખે થકી નીકળિ જેહ તું વના;
રહેલિ અન્તર્ગત ગુપ્ત તેમ તે,
મહાગ્નિજ્વાળા વશિ કાષ્ઠ જેમ તે. ૮૦
થઈ સુવારા પણ વારિ કેરી તે.
તને ગ્રહે જો સહુપાસ ઘેરિ તે;
સમક્ષ મારે સુમુખી તું જ્યાં સુધી,
પયોદને પ્રેરતિ જેમ કૌમુદી. ૮૧
અરે નવું શું કહું એમ આપણું,
સમાન અન્તઃકરણ શ્રમે બન્યું,
પ્રવાત વંટોળ તણી સ્થિતિ બધી,
તું પામી તેમાં વનવલ્લિની ગતિ. ૮૨
પરસ્પરે પ્રેમ ઉદાન્ત વ્યાપિને,

અસહ્ય પીડા કરિ ભિન્ન સ્થાપિને;
પ્રતપ્ત તેની ક્યમ હોય માનતા,
થઈજ એવી ચિતની સમાનતા. ૮૩
તથાપિ બન્ને પરિપૂર્ણ ભાવથી,
વિચારિ જાણે સમવૃત્તિ તો મથી;
રહ્યું અધૂરૂં પછી બોલ કેટલું,
મળી જવામાં વધુ ભિન્ન તેટલું. ૮૪
કહું વધારે કશું કાન્ત કામિનિ,
વિયોગ વૈરે જુદિ કાય નામની;
પ્રસક્ત સ્નેહે મન જ્યાં મળી ગયું,
જુદાઈ તોયે પણ તેથિ શું થયું? ૮૫
પુરૂં ભરયું આ પ્રણયેથિ ચિત્તને,
સ્વભાવથી તારું લહી નિમિત્ત તે;
જડાયું આકર્ષિત તેમનું વિષે,
ધરી અયસ્કાન્તની રીત તે દિસે. ૮૬
ગુણે સમાણું જ્યમ વારિ વારિમાં,
મળે છ જ્વાળા જ્યમ અગ્નિ અગ્નિમાં;
અપૂર્ણ પ્રેમે મન તે મળ્યું મને. ૮૭
કૃપાકટાક્ષે સુતનુ તું સર્વદા
મને જુવે શાન્તિનાં આપતી સુધા,

હું એજ માગું જયસ લક્ષ્માઁ પાસ કો;
જઈ દરિદ્રી સુખ સારૂ યાચતો. ૮૮
પ્રતિક્ષણે ચિન્તન તાહરૂં થતે
ફરી ફરી મોહન રૂપ દેખતે;
કરી મને કિંકર એહિ કયાં જઈ,
સુણે નહીં જીવન મારૂં તું થઈ, ૮૯
સ્વરે સલૂણી પ્રિય વાણિ બોલતે,
પુરા ગુણે આ મનતે હરી તને;
ન આવ્યું પાછું મતિ સાથ તે ગઈ,
પ્રવૃત્તિ તેની તુજ આશ્રયે રહી. ૯૦
રહસ્ય જાણી સુણિ વાત તાત તે,
પ્રસન્ન તન્વી મન જોઇને થતે,
સુયોગ આણી શુભ લગ્ન સાધિને,
સુશિષ્યકન્યાયુગ જોડયું બાંધિને. ૯૧
*તરુણિ સરસ ગીતો, ગાય આનન્દ આણી,
શ્રવણ સુભગવાદ્યે, ઉત્સવોત્સાહ જાણી,
ધ્વનિ હવન વિધાને, મંત્રનો સ્વર્ગ પ્હોંચ્યો,
સુર મુનિવર રીઝયા, કામિની સ્વામિ રોચ્યો.૯૨

+સ્વજન્મ સિદ્ધિ કરવા વધૂવરે,

---

* માલિનીવૃત્ત. + વંશસ્થવૃત્ત.

કરી સ્થિતિ એમથિ હસ્તિનાપુરે;
શરીરરક્ષા જન કેરિ કામના,
અવશ્ય તેથી ગણિ અર્થસાધના. ૯૩

પરિશ્રમે તે ક્ષિતિપાલસંનિધે
જઈ સ્વશકિત જણુવી યથાવિધે,
સુવૃત્તિયોગે ફળ કષ્ટથી મળ્યું,
પ્રકાશ પામે મન ભાવતું ઘણું. ૯૪

વિલોકિ સામી વસમી દરિદ્રતા
ન ધૈર્ય લોપે દ્વિજ તેનિ પોષિતા,
વિશારદોની સમજી વિપત્તિયો,
અસહ્ય દીનત્વ થકી થયેલિયો. ૯૫

જઈ સભામાં સમયોચિત ક્ષણે
સુતીક્ષ્ણ બુદ્ધિ બહુ દાખિ ડહાપણે,
ગણાઇ વિદ્વજ્જનનો શિરોમણિ
સુવા પ્રતિષ્ઠા પણ પામિયો ઘણી. ૯૬

ન જોઇ જેવી કદિ કોઈ સૂરિએ,
અનન્ત લક્ષ્મીપતિ જે ન પૂરિયે;
કદાપિ પામ્યા નહિ સૈન્યના પતિ,
સુવા વરચો તે જયમ ણીજિ તે સતી. ૯૭

પદે પદે તે પદમુખ્ય મંત્રીનું

રહ્યો ફરી ધારણ રાજ્ય તંત્રીનું;
ધર્યો ન ઊંચી સ્થિતિ પામી ગર્વ જે,
પ્રસન્ન તેથી થયું પાસ સર્વ જે. ૯૮
પ્રસિદ્ધ જે અભ્યુદયાર્થ પ્રાર્થના,
થઈ સહેતુ પરમાર્થ સ્વાર્થના;
મહાપદપ્રાપ્તિ સદા પ્રકષ્ટથી
થતી ગણી દુર્લભ ચિત્ત કષ્ટથી. ૯૯
* પડ્યો વિલાસે પૃથુરાજ પેખી,
મંત્રીતણી આ વિદશા વિલેખી;
કહેજ શુદ્ધાંત વિષે રહેલી,
બહુ શ્રુતોમાં ગુણયુક્ત પહેલી. ૧૦૦
નૃપે ગુમાવી જવ બુદ્ધિ જાણી,
પ્રજા તણી ત્યાં સ્થિતિ જાય તાણી,
મંત્રીતણું જોર ન કાંઈ ફાવે;
રહ્યા નિરાધાર વિપક્ષ ભાવે. ૧૦૧
પ્રજા નિરાલંબ વિના વિનેતા,
અમાત્ય ને તે અણમાનિ માતા;
ન હાથ આપે ન પદેથિ પાડે,
ન કોઇ બેલી બળથી ઉગારે. ૧૦૨

---

* ઉપજાતિ વૃત્ત.

આયો પ્રજાનો નૃપ છત્ર માથે,
વિસ્તીર્ણ સ્તંભો સચિવો થયા તે;
સેનાતણો કોટ વિઘટ્ટ છાજે,
સૌરાષ્ટ પ્રાસાદ સમાન રાજે. ૧૦૩
પડે શિરેથી ગૃહ તે ઉઘાડું,
વંટોળવાવાદળ જાય પાડ્યું;
પાયો પડે તો પડિ થંભ જાય,
વિનાશકાળે વિપરીત થાય. ૧૦૪
વિલાસમાં ભૂપતિ થાય લીન,
સુરાજ્ય તેનું થઈ છિન્ન ભિન્ન,
પ્રજા થઇ જાય જ પાયમાલ,
સુમંત્રિના ત્યાં નબળા હવાલ. ૧૦૫
*ઉદ્યોગની વૃદ્ધિ સુવૃદ્ધિ સૌખ્યની,
ઋદ્ધિ તથા સિદ્ધિ સુકૃત્ય મુખ્યની;
ન થાય પૂરી જનધર્મવાસના,
ન થાય ઉત્કર્ષ પુરો પ્રભુવિના. ૧૦૬
+એવી રીતે મંત્રિને મંત્રિજાયા,
ઉદ્દેશીને રાજ્ય આપત્તિ છાયા,
બોલી પ્રેરે પાર્થિવાર્થે ચકોરી,

* વંશસ્થવૃત્ત. + શાલિનીવૃત્ત.

---

## સર્ગ ૫ મો.

*તે પછી પ્રણુયવાતકારણે,
રાણીં ઘેર નૃપ આવીને વસ્યો;
તે જણાય જયમ રોહિણી તણે
દ્વાર હર્ષથકીં ચંદ્રમા ધસ્યો. ૧
રાણીનું સુમુખ નામ ફેરવી,
અર્ધ આસન પ્રદ્યુમ્નનાર્જવે;
માનથી નિકટ નાથને ધરી,
નારી તેમ પણુ પ્રેમ દાખવે. ૨
શૌર્યદીપ્તિમય કાન્તિ તેહની;
વિપ્રયોગ થકીં મન્દ માનિની;
સંયુગે કમલિની સમી બની,
તે ખીલે જયમ રવિકરે ઘણી. ૩
પાસ બેશીં સુખ વાત પૂછીને,
ભારીં હસ્તથકીં ફેરવી વધૂ,
ને ભરે ઉર પસારીં મુષ્ટિને,
મત્ત થાય જયમ પાય કો મધુ. ૪

---

* રથોદ્ધતા વૃત્ત.

કેશ પાશ ધરી હારને ગુંથ્યો,
તે દબાઇ જઇ વસ્ત્રથી ખશ્યો,
કામિની કરકડા થકી ચુંથ્યો,
સ્વામીં હૃષ્ટ ત્યમ જાય ત્યાં ધશ્યો. ૫

કાન્ત અંગ ધરી રંગ અંગના,
પ્રેમવાત કંઈ કાઢતી મીશે;
તે રમા શુ સુઇ પાસ વિષ્ણુના,
સૃષ્ટિહેતુ જ્યમ પૂછતી દીસે. ૬

એક વસ્ત્ર ધરી ભૂપતી ગમે,
યુક્ત રોમ ઉદરે, ભર્યા ઉરૂ;
દીર્ઘ બાહુબળ કામિની નમે,
પ્રેમહાર્દ કહો કો સકે પુરૂ? ૭

સૂક્ષ્મ આભરણ વાસ ધારતી
સસ્મિતે સુઘડ દન્તની પુછે,
કોણ મારો રિપુ વીર ભારતી,
રાજવીર યમરૂપ તું ઝુઝે? ૮

પીવરસ્તન દમાય સુન્દરી,
બેઠી થાય ભુજ કાન્તને ગળે,
મધ્ય રૂન્ધિ પૃથિવી પતિ ફરી,
અંકે લેઇ શયને સુતી કરે. ૯

પ્રેમગર્વિત વિહારશંકિતા,
ને વિયોગથકી મત્ત તે વધૂ;
કામપૂર્ણ પ્રિય દેખી લજ્જિતા,
અંગ ભાસ્યું રતિરૂપનું બધું. ૧૦

કાંઇ કાંઇ મસથી મનાવતો,
તે નિતમ્બભરભોગ્ય ભામિની;
તેમ થાય સ્મરક્લેશ તો છતો,
કે’ ન જાય દિન નાથ યામિની. ૧૧

સંયુગે શરીર ચિત્તનું વિષે,
એમ પ્રેમમદ તે વધારીને;
શ્યામ વસ્ત્ર કર કૂમળે ખસે,
તે સહે મદનવીર ભારને. ૧૨

સર્વરૂપગુણયુક્ત કામિની
મોહ અંગ મનને કરાવતી,
તે થઈ પ્રકૃતિ વેશધારિણી,
સ્વામિ સુવ્રત ચિદન્ત ભાવતી. ૧૩

આનન સ્મિત સુવર્ણ ઓઠમાં,
જોઇને પ્રણય રાગતો વધ્યો;
ને નિમગ્નપણ કાંઇ નોકમાં,
સ્પર્શ રમ્ય નિરખી મદે બધો. ૧૪

ચુમ્બનને વિમુખ અંગ આણતી,
તે ભરી જઘન અંગમાં પ્રિયા,
જોઈને નરપતિ વદે વધી,
અન્તરે ગમતું લાજ ને શિ આ? ૧૫

ચિહ્ન જોઇ તરુણી મુખે રૂડું,
તે કહે મદન દંડનુ ખરે;
સ્નેહથી મન ભર્યું પુરેપુરૂં,
રાણીનુ પણ ફરી ફરી ભરે. ૧૬

પ્રેમમત્ત પણ રમ્ય અંગના,
જોઇ ગાઢ પ્રિયથી ગ્રહી ઘણી;
કોઅરિપ્રધનમાં ન તું વના,
એમ બોલી શમવે રતિ ભણી. ૧૭

કેશપાશ પરિકર્ષણે ચુંબ્યો,
આછું સ્રતુ રમણીય અંગમાં,
સૃષ્ટિ કેરી થઇ સાક્ષ શ્રી લુટ્યો
તે જણાય કુચનાજ ભંગમાં. ૧૮

સ્પષ્ટ તોય સુકુમાર જે લગી,
સ્નેહબદ્ધપતિ જોઈ હામથી,
કે' મનુષ્ય પણ દિવ્ય તે થકી,
જાણિયો તું નરદેવ નામથી. ૧૯

પ્રેમગર્વિત વિહારશંકિતા,
ને વિયોગથકી મત્ત તે વધૂ;
કામપૂર્ણ પ્રિય દેખી લજ્જિતા,
અંગ ભાસ્યું રતિરૂપનું બધું. ૧૦

કાંઇ કાંઇ મસથી મનાવતો,
તે નિતમ્બભંરભોગ્ય ભામિની;
તેમ થાય સ્મરક્લેશ તો છતો,
કે'ન જાય દિન નાથ યામિની. ૧૧

સંયુગે શરીર ચિત્તનું વિષે,
એમ પ્રેમમદ તે વધારીને;
શ્યામ વસ્ત્ર કર કૂમળે ખસે,
તે સહે મદનવીર ભારને. ૧૨

સર્વરૂપગુણયુક્ત કામિની
મોહ અંગ મનને કરાવતી,
તે થઈ પ્રકૃતિ વેશધારિણી,
સ્વામિ સુવ્રત ચિદ્દન્ત ભાવતી. ૧૩

આનન સ્મિત સુવર્ણ ઓઠમાં,
જોઇને પ્રણય રાગતો વધ્યો;
ને નિમગ્નપણ કાંઇ નોકમાં,
સ્પર્શ રમ્ય નિરખી મદે બધો. ૧૪

ચુમ્બનને વિમુખ અંગ આણતી,
તે ભરી જઘન અંગમાં પ્રિયા,
જોઈને નરપતિ વદે વધી,
અન્તરે ગમતું લાજ ને શિ આ? ૧૫

ચિહ્ન જોઈ તરુણી મુખે રૂડું,
તે કહે મદન દંડનુ ખરે;
સ્નેહુથી મન ભર્યું પુરેપુરૂં,
રાણીનુ પણ ફરી ફરી ભરે. ૧૬

પ્રેમમત્ત પણ રમ્ય અંગના,
જોઇ ગાઢ પ્રિયથી ગ્રહી ઘણી;
કોઅરિપ્રધનમાં ન તું વના,
એમ બોલી શમવે રતિ ભણી. ૧૭

કેશપાશ પરિકર્ષણે ચુંબ્યો,
આધુ સનુ રમણીય અંગમાં,
સૃષ્ટિ કેરી થઇ સાક્ષ શ્રી લુટ્યો
તે જણાય કુચનાજ ભંગમાં. ૧૮
સ્પષ્ટ તોય સુકુમાર જે લગી,
સ્નેહબદ્ધપતિ જોઈ હામથી,
કે' મનુષ્ય પણ દિવ્ય તે થકી,
જાણિયો તું નરદેવ નામથી. ૧૯

સુહસ્ત સુખ આનને દઈ,
ાને ઉરદયાથી નાંખતો,
ા આપોં મૃદુ જેમ તે થઈ,
ેને સુખ સમૂહ આપતો. ૨૦

મનોહર વિભાવ શાન્તિમાં
મેની સુભગ એમ ધારતો,
ા મેઘ વિરમી સુકાન્તિમાં,
મેને સુદૃઢ શું સમારતો. ૨૧

ી તે સુઘડ હાથની જ જ્યાં,
ને વ્હડે વિમાનમાં ગયો,
ગનો પવન જે નવીન ત્યાં,
ત્ર પેર કરોં સ્વસ્થને વહ્યો. ૨૨

સમે સુરજ કેઈવારનો,
શ્રમે ભરોં વિવર્ણ રંગને,
રેને વિષય ચિત્રકારનો,
મેયો શમવોં નીર અંગને. ૨૩

નદી પ્રતિવિભાસ આપતી,
ાનો જયમ સલૂણો કીર્તિકો;
ાવર્ત્ત અવસાનનો અતિ,
ામદીપ્તિમય કાન્તિ ધર્તિકો. ૨૪

પ્રેમનાં ચક્ષ નેત્રપાનમાં,
લીન તે બહુ પરસ્પરે થઈ;
સ્વપ્નમાંહિ અરિઘાત ધ્યાનમાં,
શાન્તિમાં સખી સમી નિશા ગઈ. ૨૫

તે સમે અરુણભાસ જોઇને,
પૂર્વમાં અધિક કાંઇ ઊજગો;
બંદિ અન્તરપટાન્ત હોઇને,
બોલતે નૃપતિ ભાવ ત્યાં ભળ્યો. ૨૬

રાજરાજ વિગમી જ શર્વરી,
તે ગઈ ભરતભૂમિ દુર્દશા;
આમ તું ઊઠો જરાક જો ફરી,
રાણી જેવી થઇ રમ્ય જો ઉષા. ૨૭

નમ્ર પ્રીતિકર જેવી તે પ્રિયા,
તેવી શીતળ વિભાત વાયુથી;
કાંઇ વર્ણ ચિતરી વિભાર્થીઓ,
કીર્તિરંગ તુજ તે પુરે મથી. ૨૮

મંદિરે સુભગ શબ્દ વાદ્યના;
આજ દેવગણ તાહરા ગણે;
અંગના પુર વિષેની આધંના,
ગાઇ બોલ ગુણ તુંતણા ભણે. ૨૯

જે સુહસ્ત મુખ આનને દઈ,
રાત્રીને ઉરદયાથી નાંખતો,
તાપ આપી મૃદુ જેમ તે થઈ,
સૃષ્ટિને સુખ સમૂહ આપતો. ૨૦

તે મનોહર વિભાવ શાન્તિમાં
કામિની સુભગ એમ ધારતો,
જેમ મેઘ વિરમી સુકાન્તિમાં,
ભૂમિને સુદૃઢ શું સમારતો. ૨૧

ઊભી તે સુઘડ હાથની જ જ્યાં,
લેઇ ને ચ્હડી વિમાનમાં ગયો,
બાગનો પવન જે નવીન ત્યાં,
મિત્ર પેર કરી સ્વસ્થને વહ્યો. ૨૨

તે સમે સુરંજ કેઈ વારનો,
પશ્ચિમે ભરી વિવર્ણ રંગને,
પ્રેરિને વિષય ચિત્રકારનો,
ડૂબિયો શમવા નીર અંગને. ૨૩

તે નદી પ્રતિવિભાસ આપતી,
તેજનો જયમ સલૂણો કીર્તિકો,
ચક્રવર્ત્તિ અવસાનનો અન્તિ,
શ્યામદીપ્તિમય કાન્તિ માર્તિકો. ૨૪

પ્રેમનાં ચકુષ નેત્રપાનમાં,
લીન તે બહુ પરસ્પરે થઈ;
સ્વપ્નમાંહિ અરિઘાત ધ્યાનમાં,
શાન્તિમાં સખીં સમી નિશા ગઈ. ૨૫

તે સમે અરુણભાસ જોઇને,
પૂર્વમાં અધિક કાંઇ ઊજગો;
બંદિ અન્તરપટાન્ત હોઇને,
બોલતે નૃપતિ ભાવ ત્યાં ભળ્યો. ૨૬

રાજરાજ વિગમી જ શર્વરી,
તે ગઈ ભરતભૂમિ દુર્દશા;
આમ તું ઉઠ્ઠા જરાક જો ફરી,
રાણું જેવોં થઇ રમ્ય જો ઉષા. ૨૭

નમ્ર પ્રીતિકર જેવી તેં પ્રિયા,
તેવી શીતળ વિભાત વાયુથી;
કાંઇ વર્ણુ ચિતરી વિભાથીઆ,
કીર્તિરંગ તુ જ તે પુરે મથી. ૨૮

મંદિરે સુભગ શબ્દ વાદ્યના;
આજ દેવગણુ લાહરા ગણે;
અંગના પુર વિસેનોં આંધના,
ગાઇ બોલ ગુણ તુંતણા ભણે. ૨૯

મોર કોકિલ ચકોર બુલબુલો,
પંખીઓ સર્વ મધુરૂં વદી વદી;
સૂચવે નિરપરાધી ને ભલો,
જન્તુ જાતિ સુખી તું છતે બધી ૩૦

હે નૃપેશ રણ મંડલેશના,
જે કિરીટમણિભાનુભાસથી,
આપતા પ્રતિમયૂખ તું તણા,
તેજના સુર તપેછ તુંજથી, ૩૧

જે સુપુષ્પ અરુણાંશુથી ખીલે,
ઝીલતાં મધુર વાયુમાં હસે;
તેમ સર્વ ગુણ તાહરાથી લે,
લોકનાં મન વિનોદને લસે. ૩૨

જે પ્રભાત હિમ બિન્દુ પર્ણમાં
ઠેર ઠેર પડી મોતીથી રૂડાં
દર્શવે કુસુમ અશ્રુ હર્ષનાં,
ભૂમિપાલ તું મળે વધ્યાં ઘણાં. ૩૩

જે નદી વિકટ પ્હાડ ઊતરી,
વારિ મર્મરરવે મીઠું વહે;
દેશ દેશ નગ દેવતા ફરી,
સાતમૂર્તિ ગુણ તાહરા કહે. ૩૪

આ ક્ષણે કુમર્યાં ફૂલડાં ખરે,
ખીલતી કુંપળ મંદ વાતથી;
પુષ્પવૃષ્ટિ વનદેવતા કરે,
કેમકે તરુ પળ્યાં તું હાથથી. ૩૫

જે વિભાત મધુરી નિભા થકી,
ભાત ભાત બહુ વર્ણ પાથરે;
તે પ્રજા ગણતિ તું વડે નકી,
વૃત્તિ સૃષ્ટિ વિભવે તુથી ખરે. ૩૬

જે ઉષા વિમળ રંગ ઊજળો,
ધારતી ઉર બતાવી પૂર્વમાં;
જ્ઞાનિયે સુયશ રંગ તે કળ્યો,
તાહરો તું વણ ધ્વાન્ત સર્વમાં. ૩૭

વર્ણ સિંદુર જણાય વાદળે,
જે કિનાર કરીને સુનેરીની;
ઉત્સવે સુભગ સાળુ તે ધરે,
જો ઉષા તુજ પ્રિયાનુકારિણી. ૩૮

બ્રહ્મવિત્ સરિતને તટે થયા,
સ્નાનથી વિમલ નામ તારું તે;
ધ્યાનમાં સહિત આશિષે કહ્યા,
શબ્દમાં ધર્યું જ વાંછિ સારું તે. ૩૯

મોર કોકિલ ચકોર બુલ્બુલો,
પંખીઓ સર્વ મધુરૂં વદી વદી;
સૂચવે નિરપરાધી ને ભલો,
જન્તુ જાતિ સુખી તું છતે બધી 30

હે નૃપેશ રણ મંડલેશના,
જે કિરીટમણિભાનુભાસથી,
આપતા પ્રતિમયૂખ તું તણા,
તેજના સુર તપેછ તુંજથી, 31

જે સુપુષ્પ અરુણાંશુથી ખીલે,
ઝીલતાં મધુર વાયુમાં હીસે;
તેમ સર્વ ગુણ તાહરાથી લે,
લોકનાં મન વિનોદને લસે. 32

જે પ્રભાત હિમ બિન્દુ પર્ણમાં
ઠેર ઠેર પડી મોતીથી રૂડાં
દર્શવે કુસુમ અશ્રુ હર્ષનાં,
ભૂમિપાલ તું મળે વધ્યાં ઘણાં. 33

જે નદી વિકટ પ્હાડ ઊતરી,
વારિ મર્મરરવે મીઠું વહે;
દેશ દેશ નગ દેવતા ફરી,
શાંતમૂર્તિ ગુણ તાહરા કહે. 34

શ્યામ રાત્રિ ધર્યાં તેજમાં ખીલ્યો,
ખિન્ન કાન્તિ અતિ મન્દ ચન્દ્રમા;
હારિ અર્ક ઉદયે પડયો ફિક્કો,
ગુપ્ત થાય જયમ માગતો ક્ષમા. ૪૫

તે દશા મલિન મ્લેચ્છ મુખ્યની,
જો થઈ સુભટ વીર તું ચડયે;
તોય વાયુ ચલ કોટિ વૃક્ષની,
સૂચવે શરણ ડાળિયો વડે. ૪૬

આ તયાર ઉદયાર્ચિભાસથી,
તે ઉષાપતિ સમાન શોભતો,
જો ઉગે રવિ મૃદુ પ્રકાશથી,
પ્રેખવા જગ જરાક શોભતો. ૪૭

જે નરેન્દ્ર વન અન્ત કૂપમાં,
પાણી નિર્મલ કઢાય તે સમે;
શબ્દ થાય મૃદુ વાંસળી સમા,
દાખવે તવ સમૃદ્ધિ તે શ્રમે. ૪૮

જે ઉષા મુકુટ સર્ખિ કાન્તિમાં
જ્યોતિરંગ ઝળકે મદે ભર્યા;
તે ઉગ્યો તુજ પ્રતાપ કાન્તિમાં,
જોઇ તું કવચ મારીને ચ્હડયો. ૪૯

રે પ્રજાધિપતિ આ સમે ઉઠયા,
તું પરાક્રમ અગાધ સાંભળી,
હેમવર્ણથકોં તું પરે ત્રુઠયા;
સૂરોં લેખ તુજ તે લખે વળી. ૪૦

જે સુવૃક્ષ રમણીય કાનને,
વાસ આપીં મનને નવાં કરે;
ભૂમિ રક્ષણ પરિશ્રમો મને,
ખારીં અત્યુપકૃતિક્રમો ધરે. ૪૧

અમ્બુજો નૃપ સરોવરે ખીલ્યાં,
જે મનોહર રવિપ્રસાદથી;
તેમ આ તુજ કૃપા વિષે ઝિલ્યાં,
લોકનાં મન ખીલે વિલાસથી. ૪૨

જ્યોતિદીપ તણીં ઝાંખીં જો દીસે,
ભાનુનં કિરણથી ખરી જતા;
દુષ્ટ પ્રાણીં ત્યમ તું ગુણો વિષે,
ક્ષુદ્ર જીવ સહુ શાન્તિ પામતા. ૪૩

જે નૃપેન્દ્ર અહ વર્ગ સર્વનો,
અસ્ત આ દિનકર પ્રભાવથી,
સૂચવે સુભટ શત્રુ ગર્વનો
નાશ તે તુજ મહાનુભાવથી. ૪૪

સત્વરે નૃપતિ ચાલ્યો ત્યાં થકી
જેમ તે તજિ પ્રવૃત્તિ એકલો
જાય વંધ્ય ગૃહ દેવતા લગી,
આવતા અનુજને વિંટી વળ્યો. ૫૫

*ક્રમથી નૃપતી એકે એકે ભણી વિનયાક્ષરે
અનુજન મને પ્રીતિ આણી ઉદગ્ર શરો ધરે;
વિધિથી વિનવ્યો દાસીવર્ગે દઈ ઉપહાર તે,
[illegible]ખ કરીને સર્વે નેને હિંડે જય દ્વાર તે. ૫૬

+વિધવિધ ભરિ રંગે ઊમરો જ્યાં સમાર્યો,
નિકટ જ પ્રતિહારે, હેમનો દંડ ધાર્યો;
નરપતિ અટકાવ્યો શૂરપૂરે વહેતો,
કુલયુવતિજનોને આણ્યો નૌકા રુપે તો. ૫૭

*આકાળે સહુ સૈનિકે ઉલટમાં અગ્રેથી ભાલા ધરી,
છોડી બાંધી કટાર રાષ્ટ્ર જયનો ઉગ્ર ધ્વનિ ઉચ્ચરી;
તેથી તે નૃપ અશ્વ આકુલ થઈ ઊડે હિંડી આગળે
જે રીતે પતિનો પ્રભાવ યશનો પોતાથી પ્હેલો સરે. ૫૮

+સુભગ સુધીર અલંકૃતાંગ તોયે,
મન વૃત્તિ બહુ વિહ્વલ પ્રતેથી;

---

*હરિણીવૃત્ત. +માલિનિવૃત્ત. * શાર્દૂલવિક્રીડિત વૃત્ત.
+ પુષ્પિતાગ્રાનો ઉપજાતિ વૃત્ત.

લે કટાર, તુજ અશ્વ આકળો
થાય જો ત્વરિત યુદ્ધમાં જવા;
વિક્રમ પ્રતિમ તું તણો ખરો,
ધાર તું વસન જે નવાં નવાં. ૫૦

એમ કોવિદસુવાર્ણિને સુણી,
પ્રેરિયો બહુ પ્રકાર શૌર્યથી;
સજ્જ થાય સમરાંગણા ભણી,
આંખ તેજિ અરિભંગ કાર્યથી. ૫૧

ઉચ્ચકો અસિ ધરી ધનુષ્યને,
યુક્ત તે પટકુલે વિરાજતે;
રાણી હાથ દઇને કહે મને,
આણજે મન રણાન્તમાં જતે. ૫૨

લેઇને સુમુખ એ પ્રિયા તણું,
પ્રેમનાં અધિક આંસુથી ભર્યું;
તે અવાચકપણે દુખી ઘણું,
ચિત્તને વિમુખ રાણીથી કર્યું. ૫૩
તે ક્ષણે પૃથિવીનાથ તોય તે,
આ અનન્ય અધિકાર વીસર્યો;
એકવાર મન ચેતના થતે,
હું મનુષ્ય સમજી જરા ડર્યો. ૫૪

મહાશયારંભ જ નિત્ય એવા. ૪
અધીર થાતો ન જરા તું ક્યારે,
પરાભવે જે બગડ્યું સમારે;
પ્રતાપ તેનો વિજયીથી હારો,
ઉત્સાહ રાખી કરજે તું જોરો. ૫
સામન્ત સંખ્યા નથી કાંઇ થોડી,
જિતે ન તેમાં નહિ માલ કોડી;
નથી અમિત્રે ત્યમ કોઇ સાથી,
સદા તું વીંટ્યો સુભટ પ્રજાથી. ૬
રણે ચઢી જે ભયથી જ ત્રાસે,
શત્રુ સમક્ષે ડર ખાઇ નાસે,
પડે વિહ્લો જે બહુ જોઇ આધિ,
જિંવ્યો ન જીવ્યો જિવી ધૂળ ખાધી. ૭
અરિ પ્રસંગે લડતાં અધીરે,
ભીરૂ થઈ સ્થાનક છાંડિ હીંડે,
લજ્જા કરી કાં ઘરમાંહિ ઠેઠો,
સ્ત્રી ઠામ પ્હેલેથી ન કેમ બેઠો. ૮
સંગ્રામમાં સૈનિક રાખો જાજો,
આ રત્નના તોરણની જ લાજો,
અમૂલ્ય જાણી ત્યમ સ્વામિ તેનો,

ત્વરિત થઈ વિષમક્રમે હિંડયો એ,
કુસુમે વૃષ્ટિ કરી સુરે નભેથી. ૫૯

### સર્ગ ૬ ઠ્ઠો.

*ક્ષણે શુભે તે નૃપરાજ રોકયો,
બંધુ કહી ઉત્સુક વીર ટોકયો;
રક્તાક્ષતે ત્યાં ભર્યો થાળ લાવી,
સમસ્ત વચ્ચે અનુજાય આવી. ૧
કરે ગળામાં ફુલહાર દીધો,
વિધિક્રમે ભાઇ વધાવી લીધો;
સુપુષ્પ મુષ્ટિ ભર્યો એક આપી,
વિનમ્ર શીર્ષે વિનયેથી નાંખી. ૨
વદી સ્વસા તું વરવા સુકીર્ત્તિ,
જતો ઉમંગે અરિ દુષ્ટ જીતી;
અપાવ આણી ઉપહાર મ્હોટો,
સુવીર તારો નહિં કાંઇ જોટો. ૩
શ્રમે રમી વિક્રમ રંગ રૂડો,
કળે બળે સંયુગ ઠામ ઊંડો;
જજે વધૂ દિવ્ય અલોકય લેવા,

*ઉપજાતિ વૃત્ત.

મહાશયારંભ જ નિત્ય એવા. ૪
અધીર થાતો ન જરા તું ક્યારે,
પરાભવે જે બગડ્યું સમારે;
પ્રતાપ તેનો વિજયીથી દૂહેરો,
ઉત્સાહ રાખી કરજે તું જોરો. ૫
સામન્ત સંખ્યા નથી કાંઇ થોડી,
જિતે ન તેમાં નહિ માલ કોડી;
નથી અમિત્રે ત્યમ કોઇ સાથી,
સદા તું વીંટ્યો સુભટ પ્રજાથી. ૬
રણે ચઢી જે ભયથી જ ત્રાસે,
શત્રુ સમક્ષે ડર ખાઇ નાસે,
પડે વ્હિલો જે બહુ જોઇ આધિ,
જિવ્યો ન જીવ્યો જિવી ધૂળ ખાધી. ૭
અરિ પ્રસંગે લડતાં અધીરે,
ભીરૂ થઈ સ્થાનક છાંડિ હીંડે,
લજ્જા કરી કાં ઘરમાંહિ હેઠો,
સ્ત્રી ઠામ પ્હેલેથી ન કેમ બેઠો. ૮
સંગ્રામમાં સૈનિક રાખી જાજો,
આ રત્નના તોરણની જ લાજો,
અમૂલ્ય જાણી ત્યમ સ્વામિ તેનો,

સુખે બચાવો ખપ એક જેનો. ૯
શ્રમે લઢી સત્દ્રઢતા ધરીને,
પ્રયોજને કાં અરિ સંહરીને;
સુવીર લાવો નૃપ આમ પાછો,
યશસ્વરૂપે નહિ કાંઇ આછો. ૧૦
ક્રમે ભ્રમે કારણમાં રમીને,
સુખે દુખે સંકટ સૌ ખમીને.
મહાહુ રાખો જતિ લાજ પાસે,
અખંડ તે ભારતની પ્રયાસે. ૧૧
ન ધૈર્ય રે'તો શર કોટિ લાવું,
ધારી કટારી રણ સાથ આવું;
ન દીસતા કો તમ માંહી ઝાંખા,
યુધે પધારી વળજોજ આખા. ૧૨
પ્રયત્નથી રક્ષણ કાં કરીને,
મહાર્ય ભૂમિ તણું સંચરીને;
હતી તથા છે ત્યમ રાખો લેજો,
પ્રસિદ્ધિ લ્હાવો યશ વાત કેહેજો. ૧૩
રિપુ હણીને અથવા મરીને,
સ્વરૂપ સ્વર્ગે સુરનું ધરીને
અખંડ કીર્તિપદ પામો લેતે,

કહે રણે જે લડતાં પડે તે. ૧૪
યુધાન્ત ક્ષત્રીવટ જે ન રાખે,
લગાર સંકોચ શઠત્વ દાખે,
થયું શું એ કાયરને જણીને,
હું ધન્ય તેથી કહું વાંઝણીને. ૧૫
રણે ચઢીને પગલાં જ પાછાં
ભરે ડરીને બકોં બોલ ઝાઝા;
ન કેમ જન્મ્યો જન બાયલો એ,
પ્હેલે થકી બ્યંડળસાંહ્યલો એ. ૧૬
ઉપાય કોટિ કરોં રાખવાની,
આ ભૂમિને આર્ય સુપુત્ર માની;
ચિત્તે ધરો પૂર્વ કૃતિ કહેલી,
સ્વજન્મ ભૂમિ જનિતાથી પ્હેલી. ૧૭
પ્રવીર તું એ જઇ યુદ્ધ મધ્યે,
રિપુ હણીને શુભ આવ સદ્યે;
હરાવોં જેવાં કરિયૂથ સામાં,
બેસે જઇ કેસરી કો ગુફામાં. ૧૮
ગણાઇ સામન્ત શિરસ્થ શૂરો,
વિભેદસંભેદ વિષે તું પૂરો;
રણે જવા ઉત્સુક યોધ ઊભા

આ રાખજે ક્ષત્રિયરાજયશોભા. ૧૯

સ્વસાતણી તે સુણી એવી વાણી,
સપ્રેમ બાહુ શિરપાસ આણી;
ભિની થઈ ચંદન પુષ્પવાળી,
તે મોતીમાળા ઉરમાંહિ ઘાલી. ૨૦
વદે વધી તું સહુ નારીવર્ગે,
સુશબ્દ તારા વખણાય સ્વર્ગે;
જણાવી તેવી મન કામનાએ,
રહે તું સૌભાગ્યવતી સદાએ. ૨૧
પછી પ્રિયાએ નૃપ અગ્ર આવી
પેરાવી પોતે મણિમાળ લાવી;
પદે કર્યું વંદન લેઇ લ્હાવો
મુઠી ભરી મૌક્તિકથી વધાવ્યો. ૨૨
મિતાક્ષરે આશિષ ઉચ્ચરીને
પ્રજાધિપે કુંકુમનું કરીને
સુચિહ્ન ભાલે કરમાંહિ ઝાલ્યો,
ગળે પ્રિયાને મણિહાર ઘાલ્યો. ૨૩

---

# સર્ગ ૭ મો.

+ પ્રબળ તે દળ ક્ષત્રિય વંશનું,
ધરી પરાસ્પદ દાનવ ધ્વંસનું;
ઉભુ કુરૂ કુળની રણભૂમિમાં,
રહિ મુદે હિમ દેહનીં કાન્તિમાં. ૧
વિકલ એક વિપક્ષ દ્રુમાન્તરે,
રચિ બોજો રિપુ સંમુખ અન્તરે,
સમદ સૈનિક ઊત્તરમાં ધરી,
સુઘટના ઘટનાલિ ક્રમે કરી.
વિપુલ વપ્ર રચી સિકતા તણો,
સુભગ પક્ષ મુકયો સુરવંશનો;
તુરગ પંક્તિ પુઠે ન ધસે ચળી,
ઘન પડે ન પડે જયમ વીજળી. ૩
યવનસૈન્ય અસંખ્ય સુણી નૃપે,
સુભટને શિબિરે વિનવ્યો અપે;
અયૂતશસ્ત્ર ભર્યા ઉંટ ઊપરે,
દ્વિપદનાં પદ નાંખ્યા મુખાગરે. ૪
કટ તટે જઇને ઝટ કહેવું આ,

---

+ દ્રુતવિલંબિત વૃત્ત.

નિપટ શત્રુ ધસે ઉર સૂધિ ત્યાં,
ન ખસવું સ્થળ મૂકોં જ એક તે,
સબળ તે બળતેજથકી જિતે. ૫

સમરસિંહ સુણી તુરગે ચઢયો
પદદળે થઈને મુખમાં અડયો;
અજિત અર્કતણા યશનો ધણી,
સમદ તે મદતેજિ રણાગ્રણી. ૬

રવિ શશી કુલના કુલ દીપકો,
સુયશ ક્ષત્રિય નામ તમો થકો;
રણશિરે રહોંને ધૃતિ છોડવી,
ન સમજો સમજોબનમાં નવી. ૭

ઉદિત આ ધ્વજ જે પૃથિ રાયનો,
સકલ ઈંદુ ગ્રહિ ઝળકે ઘણો;
પ્રગટ જ્યોતિ ગણો જ મહેશનો,
વિજયમાં જયમાંનાઁ જીવ્યા તણો. ૮

સુભટ પક્ષ ધરી જય પાલ છે,
નૃપતિ માલવ માગધરાજ છે;
અતુલ વિક્રમથી જ્વલિ જે રહ્યા,
અકળ તે કળ ટેગ બળે કહ્યા. ૯

કુલપરાક્રમ પૂર્વજનાં સ્મરી,

અમલ ક્ષત્રિય નામ ચિતે ધરી,
સ્વપદ રક્ષણ ધર્મ મહત્કૃતિ,
સમરના મરનારનોં સદ્ગતિ. ૧૦
સુઘડ માતતણા ઉદરે રહી,
સપુત શૂરતણા કુળમાં થઇ,
જનમિ જાતનોં રાખવોં લાજને,
કૃપણ તો પણ તોડોં પશુ બને. ૧૧
અચિર એમ વદે કૃતિમાં ખળી,
પવન વેગ થકી પળ તો વળી,
પ્રતિ પદે કરોં ઉદ્ધત વીરને,
પ્રમુખ સમુંખ સંયુગકારણે. ૧૨
બળ મહમ્મદ ધર્મ તણું ચઢ્યું,
નિકટ તે કટ આવોં તટે પડ્યું;
પ્રગટ્યું વાદળ સ્વચ્છ નભે ઘણા,
વરસતું રસતુંગ જ લોહોંના. ૧૩
સચિવ ક્ષત્રિયરાજ તણો ગયો,
યવનરાજ સમો શિબિરે થયો;
પુછયું પ્રયોજન કો પણ સન્ધિનું,
પ્રધન છે ધન છેક મદાંધનું. ૧૪
યવનસૈન્યપતિ હશોંને કહે,

સકલ ક્ષત્રિ અધીન મને રહે;
અવર કારણ કાંઇ ન યુદ્ધનું,
કપટમાં પટમાં નથી તે બન્યું. ૧૫
ચરિત ક્ષત્રિયને જિતવા ધર્યું,
પકડી કાફર ઈસ્મ ખરો ઠર્યું;
અવર ફોગટ વાત જ છોડવી,
ખટપટો ટપટોકિજ તોડવી. ૧૬
સુણી પ્રધૃષ્ટ કુવાણી જ ઘોરની,
સચિવ તો વળિયો પૃથુના ભણી;
સકલ સજ્જ થયું દીઠું સૈન્ય તે,
પ્રચલ જે ચલજેવરથી દીસે. ૧૭
શશિપ્રકાશથકી જયમ વારિધી,
ધસ્યુ મુસલ્મીનનું બળ ત્યાંથકી;
જય મહેશતણો ગજવી સહુ,
સકલ તે કલ તે વટથી લહ્યું. ૧૮
ગહન ગર્જિ ચઢયો યવનાગ્રણી,
પ્રકટ વીર મુકયા મુખરે ગણી;
સમરમાં ઝળકી સમશેર જે,
વન ચળ્યું ન ચળ્યું તરુનુંજતે. ૧૯
પ્રમુખ વીર ભિડયા રજપૂતના,

શરબળે અસિના કડકા કર્યા;
ધૃતિ પ્રતાપ સુણી સમુદાયનો,
વિચરતો ચરતો પૃથિરાયનો. ૨૦
પ્રચુર દક્ષિણ ભાગ પદાતિનું,
યવનનું સહુ સૈન્ય ફરી વળ્યું;
અતુલ માર દઈ વધકારણે,
અમલ ને મળને રણબારણે.* ૨૧

---

## સર્ગ ૮ મો.

+દીપક પ્રજળે જેમ તેલ વિણ ઝાંખો થાતો;
સુણી દૂતનું વેણ, થયો પૃથુરાય જ માતો. ૧
ચઢયો રણે રણવીર, ગજવતો ભેરી તૂરી;
સ્વયશ તુલ્ય હય શ્વેત સમોવડ તે પણ શૂરી. ૨
કટક મધ્ય જયમ દેવ ઉતરી આવ્યો આકાશે;
શસ્ત્રકવચધર સૂર્ય સમો તેજસ્વી ભાસે. ૩
જય અંબે જય ઈશ, અહોનિશ જય ક્ષત્રિનો;
ઉઠયો ધ્વનિ ત્યાં એક, યુદ્ધનો ચઢિયો ભીણો. ૪
ગયો સૈન્યને શીર્ષ, મુખર જ્યાં સિંહ સમરનો;

---

* આ પછીના શ્લોક જડતા નથી. અર્થસંબન્ધ જોતાં આ સર્ગ અધરો લાગે છે. +રોળાવૃત્ત.

આપ્યો એ ઉપદેશ; ધસે નહિ કાર્ય વગરનો. ૫
મુસલ્માનનું જોર, દીસે આવે ધસમસતું;
ચમકાવ્યો ત્યાં તુરંગ, ક્ષત્રિદળ ઉત્તર વસતું. ૬
ઉશકેર્યો જયપાળ, ખરો જયનો પાળક જે;
"મૂકી અણગણ બાણ, પશ્ચિમે આવી ટકજે" ૭
ગભરાયો રિપુસાથ, પડ્યા મોટા લઢનારા,
છિન્નભિન્ન થઇ છેક, વિકાશી મુખ પડનારા. ૮
પડી રાત્રિ તે ક્ષણે, વિંટ્યુ સહુ દળ પરદામાં;
વશ્યા શિબિર સામન્ત, શૃગાલ વસે મુરદામાં. ૯
તે સમયે જયપાલ, પાળિને વ્રત જયનું તે;
નિશાવિષે રણતટે, ફરે રક્ષણ કરતો તે. ૧૦
ધિમે ધિમે ગતિમન્દ, ઉચ્ચરતો શબ્દ મધુર જે;
દે પ્રતિઉત્તર ઘુવડ, ઘોર કરતું ત્યાં રવ જે. ૧૧

*આ શાં અણગણ તારાવૃંદરે, દીપે શ્યામ નિશામાં,
સહૂ હળિમળિ જાતાં સાથરે, દીપે શ્યામ નિશામાં;
ઘન તિમિરે નભ ઘેરિયુંરે, ધસતું પૂરવ પાસ,
તેજ રવિનું અસ્ત થયે, તે ઊગ્યું પશ્ચિમ કીધો આવાસરે.
દીપે. ૧૨

* ત્હારૂં ગોકુળ જોવાને આવ્યરે મથુરાના વાશી—એ ચાલ.

પવન પણ હાલે નહિં ને, હાલે ન અંધારૂ ઘોર,
ગ્રહગણ પણ હાલે નવ ચાલે, હાલે ચોરગ્રાહકને ચોરરે.
દીપે. ૧૩/૨

પશુ પંખી બોલે નહિં ને, બોલે ન જળ સ્થળ કાંઇ,
મૃત અમૃત નિદ્રાએ ઘેર્યું, તમરૂં તમ તમ કરતું આંહિ રે.
દીપે. ૧૪/૩

તે સમયે અલબેલડીરે, હીંચી હિંચોળા ખાટ,
આંસુ ઢાળે ઉર સંભાળે, રણપડિયા પિયુને માટરે.
દીપે. ૧૫/૪

કોક મળે કો ટળવળે રે, કો રણ જાતી સાથ,
કોક સુતી સ્વપ્નામાં જોતી આવી અડિયો પિયુનો હાથરે
દીપે. ૧૬/૫

ઉડુગણ ચાલ્યા જીતવારે, ધાયું તિમિર ચોપાસ
શશિ ઘશિને કાઢ્યું પછવાડે, કીધાં કેસરિયાં તનુવાસરે,
દીપે. ૧૭/૬

ગ્રહમંડળ પડ્યું નીરમાંરે, ધર્યાં તરૂવરનાં શીર,
વીર જુવે ચિંતામાં ફરતો, સહુ શમિયું સરસ્વતીતીરરે.
દીપે. ૧૮/૭

શાન્તિ વિષે ચૈતન્ય નહિં રે, ચૈતન્ય શાન્તિ ન એક,
જ્ઞાનવિષે ગંભીરપણું નહિં, પ્રભુ રાખે ક્ષત્રિનો ટેકરે.
દીપે. ૧૯/૮

સત્ય સનાતન રાખવી રે કુલભૂમિની મરજાદ,
સહુજ જતી સંભાળવી તે મોંઘી માતપિતાની લાજરે.
દીપે. ૨૦

+સુણી સ્વમુખ ઉચ્ચાર, તપ્યું તનુ થઇ ધમધમતુ
કર્યો ધનુષ ટંકાર, સુણ્યું દળ આવે ભમતું. ૨૧
રિપુ ઉત્તરમાં જોઇ અશ્વસેનાને સત્વર
ઉપાડી અસિ ચળકાટ, થયો વહ્નિ જ્યોતિષનો ભર.૨૨
ખરિ અડકે નહિ ભાંઈ, ન ખખડે ખોગિર ખડગો;
ચતુર ચાલવે કાંઇ, ધરે પગથી કર અળગો. ૨૩
પરિવર્ત્તન કરી રિપુ, પૃષ્ઠમાં આવી ભભકે,
ધરી બરછીની ધાર, શરો વરસાવ્યાં પલકે. ૨૪
સુરજવંશાપદ સૈન્ય ઉભું ઉત્તરમાં એતો,
હુઠી જણાવે એમ, પદે પદ ભાગ તું તે તો. ૨૫
જયમ જયમ રિપુ ઘેરાય, વળ્યા ક્રૂરી રજપૂત શૂરા;
પડ્યા તુટીને સ્વાર, પરશુએ માર્યા પૂરા. ૨૬
જય કરીને જયપાલ પવન તન કેતુ પ્રકાશ્યો;
મહેશ મહિમા માની, ગયો ત્યાં નરપતિ વાશ્યો. ૨૭
વિજય મંગલારંભ, મહોત્સવ મળીને માણે;
સૂર્યવંશનો રવિ, ઉદય પૂરણ તે ટાણે. ૨૮

---

+ રોળાવૃત્ત.

વાગ્યાં જયનાં વાદ્ય, ફરકતો ગારુડ કેતુ,
મંગળ ધુનોં ચઢોં ઉંચે, વિલસિ નભવર્ણે વહેતું. ૨૯
ક્ષત્રિ વિજયે સર્વ, થઈ સોહાતી સૃષ્ટિ
પ્રેમસહિત વહિ સરિત, દિવ્ય થઇ સુમનનોં વૃષ્ટિ ૩૦
તરુવર રીઝયાં ડોલ, મધુર ત્યાં વાયો મારુત,
ગાજ્યો દુંદુભિ સાથ, ગર્વથી સાગર ભારત. ૩૧

*નવ કુસુમ વસન્તે, અર્પિ ઉત્સંગ વસ્ત્રે,
સુમુખિ સમીપ ઊભો, વીર સોહાઈ શસ્ત્રે,
નર્મો વિભવ વિલાસે, ગાનના મંજુ હાસે,
મધુ રસથોં વધારી, પ્રેમ ઉત્સાહ પાસે. ૩૨

---

## સર્ગ ૯ મો.

+ઉઠયો સુણીને શબ્દ, ઘોરો તે જય ઉત્સવનો,
કર્યો તુરગ તૈયાર, સર્યો જ્યમ વન્હિ હવનો ૧
આપ્યો એ આદેશ, શિબિર સામન્તો ઘેરો;
શૂર ઉભા સરદાર, કહ્યું શત્રુને વેરો. ૨
કાઢોં ચમકતી [1]તેગ, વીજ કટકા સમ ઝળકી,
જંગી પણ તે જોઇ, રહ્યા ક્ષણમાં તે અભકી. ૩

---

* માલિનીવૃત્ત. + રોળાવૃત્ત. ૧ તલવાર.

જે સમશેરે કર્યા રિપુ કુળ કાયર પૂરા,
જ્યાં ઝળકી ત્યાં જીત કતલ કીધા કંઇ શૂરા. ૪
તરુનો ક્ષય જયમ કરે, પડે વિદ્યુત જ્યાં તડપી,
ઈરાનને તૂરાન, જુએ વિસ્મયમાં ઝડપી. ૫
પયદળ ચઢિયું કોટ, ધશી રજપુત ઊપર તે,
મૂકયો અગ્નિ અસ્ત્ર, સુણ્યાં ત્યાં હયનાં ખુર તે. ૬
ધશ્યા ક્ષત્રિના સ્વાર, પરશુએ ભેદ્યા યવનો;
અગ્રભાગસંહાર, જોઈ ભાગ્યો પાછળનો. ૭
શૂરા ત્યાં સરદાર, કહી કાયર તે મૂરખ;
સામેટી સહુ સૈન્ય, સાધિ મદ નિદ્રાની તક. ૮
રચિ વર્તુલનો અર્ધ, ઘેરવા ક્ષત્રિકુળને;
મધ્ય યવન સરદાર, બહૂ ફેલાવે બળને. ૯
જયમ રવિ નિજ કર સર્વ, સ્થળે વર્તાવે વિરમી;
પ્રલયકાળનો ઓધ, પસારે જયમ જળ ઉરમી. ૧૦
ઘેરાયા રજપૂત, રહ્યો હય સેના કટકો;
કિધો ભિન્ન અરિસાથ, મધ્ય આવીને અટકયો. ૧૧
અગ્રવર્તી જયપાળ, ઉભો શહાબુદ્દિન સામો;
ધરી ઉંચે તલવાર કહ્યું, તુજ દિવસ વિરામ્યો. ૧૨
યવન વિનેતા તેમ, નેત્રમાં રાતો પીળો,
ધશ્યો ક્રૂર થઈ એક, ભાગમાં આવી ભીડયો. ૧૩

મારી બરછી સદ્ય, તુરગ ભેદ્યો વિજયીનો,
ભૂમિ ઉભો સામન્ત, ખડ્ગ કાઢયો જ કહીંનો. ૧૪
મહા વીર્ય ધરી ઘાત, કર્યો મારીને જંઘે;
પડયો તળે અફઘાન, કોઈ નહિ તેની સંગે. ૧૫
કહ્યું પરાભવ બોલ, પડ્યા સત્વર એવામાં
કવચ ઉપર અસિ ઘાત મુસલ્માને લેવામાં ૧૬
ફરી જગાડયો વીર, મળ્યો ક્ષણ માંહ ય બીજો;
અનુચર આશ્રય થયો, ચઢયો મનમાંથી રીઝયો. ૧૭
ધશી તુરગનું સૈન્ય, વિદાર્યા યવનો કોટિ;
પણ પદ સેના દૂર, દબાઈ આવી ન પહોતી.૧૮
સમરસિંહ રણશિરે, સિંહની ફાળ ભરીને;
મારે માર અતુલ્ય, વિવિધ ત્યાં શસ્ત્ર ધરીને. ૧૯
શત્રુ કાપ્યા કોટ, પડયા સરદારો શૂરા;
કંઈ ઘાયલ રજ વિષે, થયા કંઈ તનુના ચૂરા. ૨૦
સમર ભૂમિ વિકરાળ, થઈ યમની જય ભૂમિ;
ફર્યો મનસ્વી જેમ, ચિતે આવ્યું ત્યમ ઘૂમિ. ૨૧
તોપણ અરિનાં વૃંદ, પૂઠે પદ ચઢી પથરીને;
મસળ્યાં પણ મધમાંખ, સમાન જડે વિખરીને.૨૨
વરસ્યો શરવરસાદ, ચળકતિ અસિએ ઘેર્યો;
સમરસિન્ધુ ઉત્પાત થયો અસુરોએ પ્રેર્યો. ૨૩

વિંધ્યાં ક્ષત્રિનાં અંગ, તીક્ષણ રિપુના ભાલાએ;
તોપણ મુકે ન ખડ્ગ, ખડ્ગધર કુળવાળાએ. ૨૪
દષદ્વતીનું તીર, અસ્થિ ચર્મે થકી રાતું
આવ્યું શોણિત પૂર, પુણ્ય સલિલે થઇ મતું. ૨૫
મુક્યાં કોટિ અગ્ન્યાસ્ત્ર, મર્ત્ય માર્યા રિપુ ભારે;
તોપણ બહુ ઉભરાય, શલભ સરખા જ સુમારે. ૨૬
કાપે તેમ જણાય અવર આવી ઉભા ત્યાં;
થયા સજીવન તેજ, પદે માયાવી થઈ જ્યાં. ૨૭
સેનાપતિ ધરી શસ્ત્ર, નામ નાગાસ્ત્ર કહાવ્યું;
ધરી ઉંચે આકાશ, નમાંવી તે પસરાવ્યું. ૨૮
બાંધ્યા રિપુજન લક્ષ, ઉપર આવી અડતાને;
છુટે ન શરના બંધ, તુટે ભૂતલ પડતા જે. ૨૯
તોપણ આવી અન્ય, વૃક્ષ પુઠથી કરી ઘાને;
કાપ્યા બહુ રજપૂત, શાલ તરુની જ સમાને. ૩૦
અગ્નિ ગોળપર ગોળ, પડે રણ બહુ પથરાતા;
યવન પડ્યા ભયદાય, ચઢ્યા યુધ મદમાં રાતા. ૩૧
જેમ સચેતન વૃક્ષ, તેમ માનવને કાઢી;
ધસે શત્રુ ચોપાસ, ક્ષત્રિયો પડે અગાડી. ૩૨
થાય મહમ્મદ ઘોષ, બિજા હર હરના શબ્દે,
વાગે બહુ રણ વાદ્ય, ચીસ વિરમી ક્ષણ નવદે. ૩૩

મહા સમરનો સ્તંભ, ચંદપુંદીર કપાયો;
પડ્યો રણે તત્કાળ, ક્ષત્રિ જય અર્ધ છવાયો. ૩૪
પડયો જ્યહાં પૃથુ વીર, મરુરપતિવંશપ્રદીપક;
પસર્યો બહુ પરિતાપ, અસુર ધસતા સમજી તક. ૩૫

*ચઢ્યા અસુર તક જોઇને, થયો રણે ઉત્પાત;
પડ્યા રાજકુલ સૈનિકો, પામ્યું નામ નિપાત. ૩૬
સુણી સહસા ક્ષત્રિયપતિ, ધસ્યો સ્વકુલનિ સાથ;
ઘેર્યો પટ દિલ્હી તણો, યવન દળે ભર્યો બાથ. ૩૭
દીઠું કટક વાદળ સમું, વરસંતું વહ્નિ વિશાળ;
વ્યોમ વિમળ છાયું બધે, જેમ પ્રલયને કાળ. ૩૮

‡આંખી રોષે ઝુઝ્યો વીર, મહામદ કાયનો,
જ્યમ મત્ત થયો માતંગ, ઠરે ન ટકો પાયનો. ૩૯
લઈ સુભટ ચઢ્યો પૃથિરાય હયે કરી ત્યાં ત્વરા;
ભેટ્યો રિપુ જ્યમ ભેટે મિત્ર, આવેશમાં આકળા.૪૦

વલણ.

ભેટ્યો ભારતનો પતિ, ધર્યો બરછિની ધાર;
ઉભો આવ્યો યવનેશ જ્યાં, થયો ખડ્ગ ધરી સ્વાર.૪૧

---

* દુહો. ‡ સીતાના મહિનાની ચાલ.

## સર્ગ ૧૦ મો.

*ચઢયો રણે ત્યાં પૃથિરાય જ્યારે,
સશસ્ત્ર શૌર્યે દ્યુતિમાન ભારે;
પ્રતાપથી શોભિ સમગ્ર સૃષ્ટિ,
થઈ શિરે દિવ્ય સુપુષ્પ વૃષ્ટિ. ૧

દૃષદ્વતીપુણ્યતટે ગયો જ્યાં,
વહી સરિત્ ક્ષત્રિય શોણિતે જ્યાં;
જે ક્ષેત્રમાં બ્રહ્મ વિધાન ગાયું,
તે ચર્મ ને હાડ થકી છવાયું. ૨

જે બંધુ વૈરે કુટિલ ક્રિયાથી,
થયું ખરે વંશપરંપરાથી;
સ્મશાન આ ભારતનું પ્રઘાતે,
સંહારથી રક્ત દીસે પ્રભાતે. ૩

[1]વિલોકી શત્રુ સહુ ક્ષત્રિ મંડળ,
જણાવી અંત્ય ક્ષણનું વૃથા બળ;
પડ્યા કરાલ ક્રમ શત્રુનો થતે,
સુવૃક્ષ જેવા બહુ તીડ ઘેરતે. ૪

[1] ધસ્યો મહાવીર પૃથુ પ્રજાનો,
પિતા સમો પાળક જે બધાનો;

* ઉપેન્દ્રવજાવૃત્ત. ૧ વંશસ્થવૃત્ત.

ઉભો જયહાં મ્હમ્મદ ઘોર્ં ધારી,
ક્ષત્રી તણું કાળ સ્વરૂપ કારી. ૫
સશસ્ત્ર બેઠો પૃથુરાય અશ્વે,
ઉભો મ્હમ્મદ્ અસિ ધાર્ં પાર્શ્વે;
શશાંક તે સોળ કલાપ ધારી,
રવિ સમો ઘોર્ં વિભાવધારી. ૬

+તે ચંદ્રવંશ કુલદીપક ભૂમિ પાસે,
પેખી સમક્ષ પતિ દાનવનો અકાળે;
ક્ષત્રી પડ્યા નિમિત કેસરીયાંજ ધાર્યાં,
ઉદ્દામતે અરિ પ્રતે વચનો ઉચાર્યાં. ૭
તેં આ કરી ભરતખંડનું વૈર લીધું,
ક્ષત્રી વિધાન કપટે કર્ં કૂટ કીધું;
તો લેશ તેનું ફળ આ મુજ બાહુ દંડે,
દુષ્કર્મનું ચરિત ભોગવવું જ પંડે. ૮
તેં દુષ્ટ વૃત્તિ કર્ં ઘોર કુકર્મ ઘોરી,
કીધું હણી સુજન દુર્જન આપો દોરી;
તેનો હવે તુરત લે વિનિપાત થાવા;
આ બાણ જે હૃદય વેધક દે ન જાવા. ૯

૧ ઉપેન્દ્રવજ્રાવૃત્ત. +વસન્તતિલકાવૃત્ત.

*કહી પ્રગટયો શરનો પુંજ, મંત્ર મૂકયો શિવનો;
જઇ લાગ્યો રિપુશિર તેહ, મુકુટ ઉઠયોજ ઘણો. ૧૦
પણ તેવોં ઉઠી તલવાર, કમર ધરોં જે યવને;
જઈ લાગી ક્ષત્રિય સ્કંધ ગઈ અર્ધ કોસ તે; ૧૧
ઝીલી ભાલા થકી પડોં પૂર, ગઈ અધ કોસ તે. ૧૨
બરછીએ પાડયો વીર, રહ્યો અશ્વ એકલો;
ધશ્યો શત્રુ ઉપર કરોં જોર, સેવકોએ તે ગ્રહ્યો. ૧૩

[1] પકડયો ત્યાં પૃથિરાય, પડયો રણભૂમિ શિરપર;
બાંધ્યા તાણી બંધ, લિધો શિબિરે નરપતિ વર. ૧૪
પડયો તેહ રણભૂમિ તણો તારો જયમ જાહર;
પડયો ક્ષત્રિવટ થંભ, થયો નહિં આખર કાયર. ૧૫
થયો ભરતનો અસ્ત સુરજ તે માઠા દિવસે;
હવે રહ્યા બાયલા, ક્ષત્રિ સૂરો કો ન વસે. ૧૬

+ખિલાની શય્યામાં, નરપતિ સુવાડયો ગજનોંમાં;
નિશા રક્ષા જેવા, દિનકર સુવાડે અવનિમાં
તવા વીંધ્યા સાતે, રજપૂત તણું વીર્ય જણવ્યું;
થયો તેવો થાશે, નહિં કદિ બિજો એમ કળવ્યું. ૧૭

* સીતાના મહિનાની ચાલ. ૧ રોળાવૃત્ત. + શિખરિણીવૃત્ત.

કિધોં કેદી બંધે, સવનસદને શુષ્ક વદને,
શઠે ચક્ષુ ફોડી, અકથિત ઉતાર્યો જ મદને;
પડેલાને પાડ્યો, કપટ વિજિતારિ પ્રતિ દિધું,
મરેલાનેં માર્યો, મૃત સુભટનું વેરજ લિધું. ૧૮

લિધું તેથી ઘોરીપદ, કપટ જે ઘોર કરીને,
તિરસ્કારે લીધો, જગત સઘળાનો વિફરીને;
લિધું આ લોકે જે, ત્રિભુવનતણું પાતક શિરે,
થયું તેથી ઘોરી, બિરદ સઘળે સિદ્ધજ ખરે. ૧૯

[1]પૃથુ નૃપ પડતે આ, પૃથ્વી થૈ ડોલડોલ,
જળ થળ સઘળામાં, વર્તતો શોકરોળ;
રજપૂત કુલ ભાનુ અસ્ત આભાસ થાતે,
વન તરુ નમી નીચાં, પુષ્પના ગુંજ છાંટે. ૨૦

---

## સર્ગ ૧૧ મો.

* પછી તે પતિનાશ કારમી,
દુખવાર્તા જઇ દાસિએ કહી;
સુણતાં મૃત શબ્દને નમી

---

૧. માલિની વૃત્ત. * વિયોગીનીવૃત્ત.

ઝટ મૂર્છા પણ રાણીને થઇ. ૧
શ્રમમાં અનુગામિની જ તે,
ઉર કમ્પે શ્રુત માત્ર વિહ્વલા;
ક્ષણમાં જઇ આણિ આનને
જળ છાંટી, બહુ દાખવી કળા. ૨
હૃદયે કર નાંખીઁ આર્જવે,
હજી જીવે સખિ એમ તે વદી;
ઘડી એક પછી વ્યથા થવે;
સ્મૃતિ આવી ઉઠિ રાણી શોકથી. ૩
સમજી પ્રિયનાશ તે સમે,
ન સકી તે ખમી વિહ્વલાન્તરે;
થઇ ભારે અસહ્ય જે દમે
અકળાવી અતિ વેદના બળે. ૪
શમવા કંઇ આર્ત્તિ તે ઉંડી,
ભુજ મૂકી હૃદયે પ્રિયાનના;
ઉભરો દુખનો નિવારતી,
પણ તે તો વહ્યું માર્ગ અશ્રુના. ૫
પડતી અતિ ઉષ્ણ ધારતે,
બહુ દાબે પણ જે નહિં શમી;
મુકી કંઠ ચિદોર્મિ ભારતે,

પૃથુરાણી પછી રોઇ ત્યાં નમી. ૬
ઉપરા ઉપરી અબદ્ધ તે,
પડતાં જોઇજ અશ્રુબિન્દુને;
પ્રિય દાસીજનો મળ્યે છતે,
સહુ આંખે વહિ આંસુ ધારતે. ૭
નીરખી સખિયો સહુ રુવે,
નૃપકાન્તા પણ ચીસ કારમી
કંઈ પાડિ પળેક છાતિયે
ભુજ દેઈ બહુ રોઇ ના શમી. ૮
સુણીને પુરવાસી તે ક્ષણે,
નૃપ હર્મ્યે અતિ ઉગ્ર શોકતે,
પરલોક જતા પિતાતણે,
સહુ રોયાં ન રહ્યાં જ રોકતે. ૯
ધ્વનિ તે પસર્યો સ્થળે સ્થળે,
સુણી રોયાં, વનવૃક્ષ વેલિયો;
મૃગ પંખી રહ્યાં જ સ્તબ્ધ તે,
પછી રોયાં ચિત શોક તો થયો. ૧૦
રણમાં પડિયો પ્રજાતણો
પતિ તેથી ગણી બંધુને ગયો,
કરીને પરદો પયોદનો,

મુખ ઢાંકી રવિ ગુપ્ત તે રહ્યો. ૧૧
પૃથિવીપતિ અન્તને ગણી,
દિશ ચારે અતિ અંધકારથી,
યુથ વાદળનાં ફરી વળી,
સહુ સૃષ્ટિ બહુ રોઇ વારિથી. ૧૨
નિરખી પણ દિવ્ય શોકને,
ઘન ઉત્પાત જ ગર્જના વીજે;
પવનપ્રતિ દિક્ ક્ષણે ક્ષણે,
મુકિ નિશ્વાસ વહ્યો પ્રમત્ત તે. ૧૩
ઉદધી ઉલટ્યા તરંગથી,
ધર્શને તે સમભાવ ભાનુનો;
ઉલટી સરિતા વહી બધી,
નગ દાખે છર્શે ખેદ આપણો. ૧૪
સખિયો મળી માળ તે ક્ષણે,
કરે આક્રંદ નૃપાંગના રુવે,
ખમવા થઇ તે અશક્ત ને,
જઇ દૂરે સહુ નેત્રને લુવે. ૧૫
'પૃથિવીપતિ આજ આ સમે,
તજી તારાં જન સર્વ ક્યાં ગયો?
રવિ આતપિ વ્યર્થ જોદમે,

મુજ ચિત્ત પણુ અસ્ત તે થયો. ૧૬
છતિ આંખનિ દીર્ઘ દૃષ્ટિથી,
મુજ. આંખે ન જણાય કાંઈ તે;
સમજી તું વનાનિ સૃષ્ટિથી,
નહિ સત્યે કંઇ વસ્તુને વિષે. ૧૭
ચિતમાં ત્યમ ચક્ષુમાં થઇ,
સહુ પ્રત્યક્ષ પરન્તુ અંધ હું;
પ્રિય તું નહિ તે થકી ગઇ,
જડ જન્તુ તણી તેજી મન્દ હું. ૧૮
દઇને જળ પ્રેમ કેરૂં આ,
તનુવલ્લી મનથી ઉછેરી જે;
સહસા પડી આવિ યોગમાં,
રહી તે જીવતી તોય મૂઇ એ. ૧૯
રહીને નિત સાથ સેંજમાં,
અણુધાયા પિયુ છેહ જે દાધો;
તું વના હુ નહિં સુધા સમાં
વચનોનો પ્રતિ સંગ તેં કર્યો. ૨૦
પ્રણુયાશ્રય પ્રાણુ આ રહ્યા,
ન ટકે તે વિરહે ભમે મર્તા;
મુજ જીવન ઓલી જાણિયો,

ક્ષણુ આ સત્ય જ પ્રાણનો પતિ. ૨૧
તું જવે રહો આજ એકલી,
પ્રિય ભર્તા વનમાળિએ તજી;
સુકી વેલી સમાન હું બળી,
જવું શૃંગાર હવે કયહાં સજી? ૨૨
અબળા તજી એકલો ગયો,
વચમાં તે પણ સાંભરી નહિં;
પ્રિય નિર્દય એટલો થયો,
કદિ જેણે કટુ વાણી ના કહી. ૨૩
અપરાધ કશો કર્યો ઘણો,
અણજાણે ખશિયો વિના કહ્યે;
તું નહિં જ અજાણ સ્ત્રી તણો,
જીવતે તો પ્રિયા સ્વામિને કહે. ૨૪
કશી રીતથી હું ઠરી રહું,
પ્રિય જો તું જઇ સ્વર્ગમાં વસે ?
મનમાં મન આ મળી ગયું,
થઇ છાયા કયમ તારી તે ખસે. ૨૫
હમણાં જઈ ને ફરી વળી,
મળિશું તે કહીને કયહાં ગયો ?
અથવા કરી હાસ્યને છળી,

